એક ગામડાની કુમારિકા, નીતરતો ચોટલો ઝૂલાવતી, લોબડીના ચારે છેડા છુટા મેલતી, હાથ હીંડોળતી, સામે પગલે ને સમી ચાલે ચાલી આવે છે.

" એ બાઇ તરી જા ! છેટી તરી જા ! " એવો ચસકો કોઇએ કટકમાંથી કર્યો.

તોયે કન્યા ચાલી આવે છે. મારગની વચ્ચોવચ્ચ : મ્હોં મલકાવતી : સામે પગલે.

લગોલગ આવી ગઇ. મોખરે ચાલતા નવઘણે ઝપડાની વાઘ ખેંચી. પહાડ જેવડો ઘોડો થંભી ગયો. કન્યાએ આવીને આઘેથી બે હાથે નવઘણનાં વારણાં લીધાં : " ખમા મારા વીર ! નવલાખ લોબડિયાળીયુંનાં તને રખવાળાં ! "

" કોણ છો તમે બેન ! " નવઘણે પૂછ્યું.

" હું ચારણની દીકરી છું. મારા બાપુનું નામ સાંખડો નરો. આંહી અમારો નેસ પડ્યો છે. મારૂં નામ વરૂવડી. "

" તમે પોતે જ આઇ વરૂવડી ! આટલાં બાળ છો તમે આઇ ! હું ઓળખી ન શક્યો. " એમ બોલી, નવઘણે પાઘડીનો છેડો અંતરવાસ નાખી ( ગળે વીંટાળી ) હાથ જોડી માથું નીચે નમાવ્યું.

" હાં હાં મારા વીર ! બસ એટલું જ. ગરવાના રખેવાળનું માથું વધારે ન નમે. " એમ કહી કન્યાએ હાથ લંબાવ્યા. નાનકડા હાથ રા'ને માથે આંબી ગયા. મીઠડાં લીધાં. દસે આંગળીઓના ટાચકા ફુટ્યા.

કટકનાં માણસોમાં વાતો ચાલી : " આ આઇ વરૂવડી : દેવીનો અવતાર : જનમ્યાં ત્યારે આગલા બે દાંત લોઢા જેવા કાળા ને મોઢું બિહામણું દેખીને એને ડાકણ ગણી સગાંએ ભોંમાં ખાડો કરીને ભંડારી દીધેલ. બાપ સાંખડો નરો જુનેગઢ હતા ત્યાં આઇ સોણે આવ્યાં : કે મને દાટી છે. આવીને બહાર કાઢો.

બાપે આવીને જીવતાં ખોદી કાઢેલાં : કદરૂપાં ખરાં ને, એટલે નામ વરૂડી (ન રૂડી) પાડયું.

"બાપ !" કન્યા બોલી: "ઉતરો હેઠા. શીરામણું કરવા."

"આઇ ! હું બહુ જાડે માણસે છું, તમારો નેસ રોટલે પોગે નહિ. ને મારે પોગવું છે ઠેઠ સિંધમાં, બેન જાહલની વારે. નીકર મારી બેન જીભ કરડશે."

"બધી વાત હું જાણું છું વીરા ! અને હું તુંને તારી અવધ નહિ ચુકાવું. બનશે તો સહાય કરીશ. એક ટંક આંહી પોરો લઇને પછી સહુ ચડી નીકળો. તમારી ફતેહ થાશે ધર્મના રખેવાળ !"

"પણ આઇ ! મારૂં માણસ જાડું છે. તમારો નાનકડો નેસ–"

"પણ તમને નેસમાં કોણ લઇ જાય છે ? આ સામે વડલાને થડ અમે સાતે બેન્યું જમણબાતાં કરીએ છીએ ત્યાં જ શીરામણી કરાવવી છે તમને સહુને."

નવઘણને આ બાળચેષ્ટા ઉપર હસવું આવ્યું. "આઇ, માફ કરો તો ઠીક."

વરૂવડીએ ઝપટ ઘોડાની વાઘ ઝાલી. "નહિ જાવા દઉં. તમને નવ લાખને ભૂખ્યાતરસ્યા જાવા દઇને શું અમે સાત બેન્યું જમણબાતાં ખાશું ? અતિથિ અમારે આંગણેથી અન્ન વગર કેમ જાય વીરા મારા ! વિચાર તો કર !"

મોખરે એવી રકઝક ચાલી રહી છે, નવ લાખ તોરીંગો ડાબલા પછાડતા અને લગામો કરડતા ધરતી પર છબી શકતા નથી, કટકના જોદ્ધાઓ પણ આકળા થઇ રહેલ છે, તે વેળા કટકની પછવાડાના ભાગમાં

(૩)

*દળ વાટ વહેતે કિયો દવીઅણ, થાટ કુણ સર થંભવે !
મખ નાટ બોલ્યો જાટ મતસે, હાટ બળહટ કણ હુવે !

*દળ=લશ્કર. દવીઅણ=દુર્વેણ=ખરાબ વચન. થાટ=સેના. કુણ સર=કોના સારૂ. મખ=મુખ. નાટ=ખરાબ. જાટ=જાડી જડ. મત=બુદ્ધિ. અણ દન=એ દિવસે.

> ફેરવે અણુ દન ભાટ ફૂડચ્ચી, ઘાટ અવળે તે ઘડી
> નત્ય વળાં નવળાં દિયણ નરહા, વળાંપૂરણ વરૂવડી

જે વખતે રસ્તામાં સેના થંભી ગઇ તે વખતે ફૂડચ્ચી નામનો એક ભાટ લશ્કરમાંથી પોતાનું મ્હોં જરા મરડીને, ત્રાંસી નજરે ગુમાનથી વરૂવડીની સામે જોતો જડબુદ્ધિનાં ખરાબ વચનો કાઢવા લાગ્યો કે "એવી તે શી જરૂર પડી છે કે આખું લશ્કર એક નાની છોકરીને ખાતર થંભી ગયું? આંહી તે શું કોઇ વેપારીની દુકાન છે કે અનાજ લેવા આપણે ઉભા રહ્યા!" એવાં તોછડાં વચન ઉચ્ચારતાં જ ફૂડચ્ચી ભાટનું મરડાયેલું મ્હોં એમ ને એમ રહી ગયું. સીધું થયું જ નહિ. શા માટે એમ થઇ ગયું તેની ફૂડચ્ચીને ખબર ન પડી.

નવઘણ આસપાસ નજર કરે છે: "આઇ! આંહી મારાં ઘોડાંને પાણી પણ—"

"પાણી છે બાપ, છે. આ પડખે જ મોટો ધરો પડ્યો છે. ઘોડાંને પાણી ઘેરો, છાતીબૂડ ધમારો. માતાજીએ અખૂટ પાણી ભર્યાં છે અમારી મેખીયું સારૂ. નીકર તો અમે માલધારી આંહી રહી કેમ શકીએ? અમે તો જળના જીવ છીએ વીરા મારા!'

કાળા સળગતા દુકાળ વચ્ચે પણ સોરઠમાં કુદરતે એક મોટો ઉંડો પાણીધરો આંહી સંતાડ્યો છે. ચોમેર બળતી લા વચ્ચે આંહી લીલાકું છે, હરિયાળી વડઘટા છે. હેતપ્રીતાળાં આવાં માનવીઓનો વાસ છે. કોઇક પ્રતાપી બાળકી લાગે છે.

એવા વિચાર કરતા નવઘણે ઝપડાની રકાબ છાંડી. સહુને ઘોડાં ઘેરવા ને ધમારવા હુકમ કર્યો. બધા નહાઇ ધોઇ ટાઢા થયા. નજર કરી તો ઘોલકીમાં નાનકડા ચૂલા ઉપર છ બહેનો કુરડીઓ ચડાવીને માંહી દૂધચોખાની ખીર રાંધે છે.

નવઘણના મનમાં હતું કે આ હડીલી ચારણ-પુત્રીઓનાં મન મનાવીને એની પ્રસાદી લઇ ચડી નીકળશું.

"લ્યો બાપ ! પંગતમાં બેસી જાવ !" એમ કહી વરૂવડીએ એક બહેનને હાકલ કરી : "બોન શવદેવ ! ઠામડાં તો ન મળે."

'આ વડલાનાં પાંદ પાડી લઇએ." એમ કહી શવદેવ કછોટો ભીડીને કટકટાટ વડલા ઉપર ચડી ગઇ.

(૪)

[1]શવદેવ બેનડ, આપ સમવડ, ચોજ રાખણ વડ ચડી;
તાંસળાં કીધાં પાન ત્રોડીઃ ઘણું સમસર તણ ઘડી.
તોય કળા વરવડ ! ધ્રપે કટકળ, કિયા તૃપતા કૂલડી,
નત્ય વગ્યાં નવળાં દિયણ નરહી ! વળાં પૂરણ વરૂવડી !

પોતાની સમવયની બહેનપણી શવદેવ આબરૂ રાખવાને માટે વડલે ચડી. ડાળ ઝાલીને હલાવી. પાંદડાં ખર્યાં. તેનાં તાસળાં (વાટકા) બનાવ્યા. તે વેળાએ દુષ્કાળ વર્ષ હતું છતાં પણ હે વરૂવડી ! તારી કળા થકી તેં એક કૂરડીમાંથી આખા કટકને ધાનથી ધરવ્યું.

પંગત બેસી ગઇ. પાંદડાં ઉપર નાની કુમારિકાઓ પિરસવા લાગી. નાની કૂરડીઓમાં સેં પૂરાઇ. સહુને ધાન પહોંચી વળ્યું.

*ખટ સુંદર ચગતી ખડી, સાવળ વાઇ સઞે;
રેમરખટ બોરંગ મે, તેં વાકળિયો વરૂવડી !

[હે વરૂવડી ! ચુલા પર ચરૂડી ચડાવીને તેં પ્રીતેથી શીરામણ કરવા નવઘણને બોલાવ્યો.]

---

૧. ચોજ=આબરૂ. ઘણું=મોંઘું, દુકાળનું. સમસર=સંવત્સર, વરસ. તોય=તારી. ધ્રપે=ધરાવી, તૃપ્ત કરી દીધા.

*આ બધા સોરઠાને 'સાંથેલા' કહેવામાં આવે છે કેમકે એમાં એક શબ્દાર્થની અંદર બીજો ખરો અર્થ મૂકેલો છે : દા. ત.

ખટ=છ, સુંદર=રડી } =છરડી=ચરડી=ફુરડી. ચગતી=ચુગલી=ચાડી. 'ચાડી' શબ્દ ચારણી ભાષામાં "ચડાવી" એ અર્થમાં વપરાય છે.

ખડી=ઉભી રહી. સાવળ=સાદ. સઞે=પ્રીતથી.

³કાજળકાં ધડ ધડ કટક, પાહડકી ! પોખે,
ચાલી ચોંપ કરે, રૂપાળી ! દેવા રજક.

હે નરા ચારણની પુત્રી ! તેં નવઘણના આખા સૈન્યને પોષ્યું. ઉતાવળ કરીને તું તારી શક્તિ બતાવવા ચાલી.

ઘોડાધરો વરૂવડી, નવઘણ ગરનારા;
શીરામણ સેલું કિયું, જે તે જનવારા !

[તે હે વરૂવડી, ગિરનારનાથ નવઘણનાં ઘોડાંને પાણી પીવા સારૂ 'ઘોડાધરો' નામની નદી બનાવી, અને શીરામણ (જમણ)-માં તેં બરકત પૂરી. તારા એ અવતારની જય હજો !]

⁴આઇ ઉતરતી, કાંસલી પાંખા કિયા;
વાનાં વરણ તણાં તે વાધાર્યાં વરૂવડી !

[હે મા ! ચારણજાતિ રૂપી વાસણ ઉપર જે કીર્તિરૂપ કટે-વાળો હતો. તે ઘણા દિવસ સુધી સત રૂપી કસોટીના તાપથી ઉતરી ગયો હતો, એ કટેવાળો તેં ફરીથી ધારણ કર્યો, આપણા વર્ણની આબરૂ વધારી.]

---

૨. મર=ત્રણ } =નવ
ખા=છ }
બોરંગ=લાખ
મે=ધન } =નવલાખ ઘોડેસ્વારોવાળો નવઘણ

વાકળીઓ=બોલાવ્યો.

૩. કાજળ=ધન } =નવઘણનાં. કટક=સૈન્ય.
કાં=નાં }

**પાહડકી**—પાડા=વિભાગ. ચારણ જાતિના સાડા ત્રણ પાડ છે. તેમાં પ્રથમ પાડો નરા ચારણોનો કહેવાય છે. વરૂવડીના પિતા નરા હતા. આંહી 'પાહડકી' શબ્દ વરૂડીને સંબોધીને વપરાયો છે.

પાહડકી=નરા ચારણની પુત્રી. પોખે=તેં પોષ્યા. ધડ ધડ કટક=સૈન્યના પ્રત્યેક શરીરને. અર્થાત આખા સૈન્યને.

૪. પાંખો : કટેવાળો વાનાં : ચારણપણું, આબરૂ.

સવારે ઘૃત સેવ, લાલ બપોરે લાપસી;
દૂધે ને ભાતે દેવ્ય; દે વિયાળો વરૂવડી ।

[હે દેવી વરૂવડી ! સવારે ઘી અને સેવ, બપોરે લાલ લાપસી અને રાત્રિયે દૂધચોખાનું વાળુ તું અમને દીધા કરજે ।]

શીરામણ પૂરૂં થયું. નવઘણે હાથ જોડી વરૂવડીની રજા માગી. વરૂવડીએ પૂછ્યું "બાપ, કયે કેડે સિંધ પોગવું છે ?"

"આઇ, સીધે રસ્તે તો આડો સમદર છે. ફેરમાં જવું પડશે."

"અવધે પોગાશે ?"

"એ જ વિમાસણ છે, આઇ ! " નવઘણના મ્હોં ઉપર ઉપર ઉચાટના ઓછાયા પડી ગયા. પલેપલ એની નજર સામે બેન જાહલ તરવરે છે. સુમરો જાણે કે જાહલના નેસ ઉપર માર માર કરતો ધસી રહ્યો છે. બેનની ને એ દૈત્યની વચ્ચે જાણે કે અંતર ભાંગતું જાય છે. સૂમરો શું જાહલના મડદાને ચુંથશે ?

'વીર નવઘણ !' વરૂવડીએ વારણાં લઇને સીંદૂરનો ચાંદલો કરતાં કરતાં કહ્યું : "ફેરમાં ન જાશો, સીધે જ મારગે ઘોડાં હાંકજે. સમદરને કાંઠે પહોંચો ત્યારે એક એંધાણી તપાસી લેજે. તારા ભાલાની અણી માથે જો કાળીદેવ્ય (કાળી દેવચકલી) આવીને બેસે, તો તો બ્હીક રાખ્યા વિના દરિયામાં ઘોડો નાખજે. થડકીશ મા. તારા ઝપડાને પગે છમછમીઆં : ને કટકનાં પગમાં ખેપટ ઉડતી આવશે. કાળીદેવ દરિયો શોષી લેશે."

આશીર્વાદ લઇને કટક ઉપડયું. દરિયાકાંઠે જઇ ઉભા. દૈત્યની સેના જેવાં મોજાં ત્રાડ પાડતાં છલંગો મારે છે. દરિયાઇ પીરની ફોજના કરોડો નીલવરણા ઘોડા જાણે હણહણાટ કરે છે ને દૂધલા ફીણની કેશવાળીઓ ઝૂલાવે છે. એકેએક મોજાના મરોડમાં કોઇ જાતવંત અશ્વોની બંકી ગરદન રચાઇ છે. જળનો દેવતા લાખલાખ તુરંગોની સવારી કાઢીને જાણે ધરતીનાં રાજપાટ જીતવા તલપી રહ્યો છે.

પલકમાં તો ગગનથી ચીંકાર કરતી મેઘવરણી કાળી દેવ્ય, જાણે કે કોઇ વાદળાંમાં બાંધેલ માળામાંથી આવીને નવઘણને ભાલે બેસી ગઇ.

"જે જગદમ્બા!" એવી હાકલ કરીને જુવાન નવઘણે ઝપ-ડાને જળમાં ઝીંક્યો. પહાડનો તોખાર જાણે કે હણહણાટી મારતો જળઘોડલીઓની સાથે રમવા ચાલ્યો. પાછળ આખી ફોજનાં ઘોડાં ખાબક્યાં. મોજાં બેય બાજુ ખસીને ઉભાં. વચ્ચે કેડી પડી ગઇ. પાણીનાં ઘોડલાં ડાબાં ને જમણાં જાણે દૂર દૂર દોડયાં ગયાં. [આજ એ કોરી ખાડીને' કચ્છનું રણ કહેવામાં આવે છે.]

કચ્છ વળોટીને ગરવોરાજ સૂમરાની ધરા ઉપર ઉતર્યો. 'સંસતીઆ!' હવે ઝટ મને લઇ જા. કયાં છે તમારા નેસ? કયાં બેઠી છે દુ:ખીઆરી બહેન? તું આગળ થા! બહેનનાં આંસુડે ખદખદી રહેલી એ ધરતી મને દેખાડ." એમ તડપતો તડપતો અધીર નવઘણ સિંધનો વેકરો ખુંદતો ધસી રહ્યો છે.

—અને બહેન જાહલ પણ ફફડતી નેસમાં ઉભી છે. ઉંચે ટીંબે ચડીને સોરઠની દિશા ઉપર આંખો તાણે છે. ક્યાંય ભાઇ આવે છે! વીર મારાનો કયાંય નેજો કળાય છે! આજ સાંજ સુધીમાં નહિ આવે, તો પછી રાત તો સૂમરાની થવાની છે. સૂમરો સોયરે આંખો આંજીને, લીલી અટલસનો કસકસતો કસબી કબજો અંગે ધરીને, ડોલર મોગરાના અર્ક ભભકાવતો આજે રાતે તો આવી પહોંચશે. અને સૂમરાને ઢોલીએ આજ અધરાતે તો મારૂં મડદું સતું હશે. ઓહોહો! ભાઇ શું નહિ જ આવે? ભાઇ શું બોલકોલ ભૂલ્યો? ભોજાઇના ફુલહૈયા માથે શું એનું માથું મીઠી નીંદરમાં પડી ગયું? જીવવાની મમતા ન મુકાઇ? મરવું શું મારા વીરને વસમું લાગ્યું?

સાંજ પડી. તારોડિયા ઉગવા લાગ્યા. આખો નેસ નજીવા નગરી જેવો સુનસાન બન્યો. અહિરોએ માન્યું કે આજ રાતે આપણો જણેજણ ખપી જશે. એ ટાણે ઉત્તર ને દક્ષિણ બેય બાજુના સીમાડા ઉપર આભધરતી એકાકાર બની રહ્યાં હતાં. ડમરીઓ ચડતી હતી. દિશાઓ ધૂધળી બની હતી.

ડમરીઓ ઢૂકડી આવી. ઘોડાના ડાબલા બોલ્યા. ધરતી થરથરી. મશાલોની ભૂતાવળ મચી. એક દિશામાંથી સોરઠીઆણીનાં શિયળ લૂંટનારો આવે છે, ને સામી દિશામાંથી બહેનને કાપડું કરવા ધર્મનો ભાઇ ચાલ્યો આવે છે. બેયના નેજા ઝળેળ્યા. ભાઇને ભાલે બહેનને દેવાનું કાપડું ફરકી ઉઠ્યું. સૂમરાને નેજે શાદીના કિનખાપ લહેરાતા હતા.

આવી પહોંચ્યો, આવી પહોંચ્યો. ઝાડવે ચડીને જાહલે વીરને દીઠો.

નવઘણ ઘોડાં ફેરવે, (એને) ભાલે વરૂવડ આઇ;
માર બાણું લખ સંધવો, (મને) વિસરે વાહણ ભાઇ.

એને ભાલે દેવી વરૂવડી કાળી દેવ્ય બનીને બેઠી છે. એ જ મારો ભાઇ ! શાબાસ વીરા ! આજ બાણું લાખની વસ્તીવાળા સિંધને રોળી નાખ, એટલે મને મારો સગો ભાઇ વાહણ વિસારે પડી જાય.

બહેન દેખે છે અને ભાઇ ઝૂઝે છે. સોરઠ અને સિંધની સેનાઓ આફળે છે. સવાર પડ્યું ત્યાં તો રંગીલા સૂમરાની, અટલસે મઢેલી લાશ બહેનના નેસને ઝાંપે રોળાતી પડી હતી. ઢળી પડેલા કાબલીઆ અને મુગલાઓની હજારો દાઢીઓ પવનમાં ફરફરતી હતી.*

---

* દંતકથા આગળ ચાલે છે કે—

સિંધમાં સોનાની ઇંટો પડેલી હતી. નવઘણે હુકમ કર્યો કે તમામ યોદ્ધાઓ એકેક ઇંટ ઉપાડી લેવી. બોડ ગામમાં જઇને વરૂડી માતાની દેરી ચણાવશું. તમામે અકેક ઇંટ ઉપાડી લીધી. પણ સૈન્યના સાળા અચપ પરમારે અહંકાર કરી ઉદ્‌ગાર કાઢ્યો કે ' હું રાજાનો સાળો ! આ હાથ ઇંટો ઉપાડવા માટે નથી, ખડગ ચલાવવા માટે છે. નહિ ઉપાડું. ”

વરૂવડીના ધામે સેના આવી પહોંચી. પાદરમાં બધી ઇંટો એકઠી કરીને દેરી બંધાણી. રાજાએ આવીને જોયું તો આખી

દેરીમાં એક ઇંટ જેટલી જગા ખાલી પડેલી. એણે પૂછ્યું. "આ એક ઇંટ કેમ ખૂટે છે?"

માણસોએ જવાબ વાળ્યો કે "માતાનો દીવો કરવા માટે એ તો ગોખલો રાખ્યો છે."

માણસો મુંઝાયા. ઉત્તર ન આપી શકાયો. આખરે માલુમ પડયું કે મિથ્યાભિમાની અયપ પરમારે પોતાના ભાગની ઇંટ ઉપાડવામાં હીણપદ માન્યું છે.

એ નવી ચણાવેલી દેરીના ઉંબરમાં જ નવઘણની તલવારને ઘાએ અયપનું મસ્તક કપાઇને નીચે પડયું. સેના જુનાગઢ તરફ ચાલી નીકળી.

વરૂવડી માતા એ દેરી પાસે આવ્યાં. જોયું તો અયપનુ માથું ને ધડ રઝળતાં પડેલાં. પોતાની દેરી પર ક્ષત્રિયનું લોહી છંટાયેલું એ દેવીથી ન સહેવાયું. અયપે પોતાનું અપમાન કરેલું એ ઇતિહાસ માતાને કાને આવ્યો. તોયે એ નિરભિમાની ચારણીનું મન ન દૂભાયું. એણે એ ધડ પર મસ્તક મૂકી હાથ ફેરવ્યો. અયપ સજીવન થયો.

હાથમાં ભાલો ઉઠાવી ઘોડો દોડાવતો, લોહીનો તરસ્યો અયપ નવઘણની પાછળ પડયો. બરાબર જુનાગઢના ઝાંપામાં એણે નવઘણને પડખે ચડીને ભાલાનો ઘા કર્યો.

પરંતુ નવઘણના એ મહાચતુર અશ્વ ઝપડાએ ભાલાનો પડછાયો જોયો કે તત્કાળ કુદીને એ દૂર ખસ્યો. ભાલો પરબારો પૃથ્વીમાં ગયો. અયપને પકડી લીધો.

એ પ્રસંગે માશણ કુંચાળા નામના ચારણે દુહો કહ્યો કે:

> જડ ચૂકયો ઝપડા જદી, ભાલા અયપકા;
> માતા લીએ વારણાં, નવઘણ ઘર આયા.

[અયપના ભાલાનો ઘા ઝપડા ઘોડાએ ચુકાવી લીધો, તેથી નવઘણ રાજા જીવતા ઘેરે આવ્યા, ને માતાએ ઓવારણાં લીધાં.]

વરૂવડીનો છંદ આગળ વધે છે :

(૫)

કાપડી છો લાખ જાત્ર કારણ એહ વહેતા આહિયા;
દાંહણે હેકણ તેંજ દેવી પંથ વહેતા પાહિયા.
સત ધન્યો વરૂવડ: કિરણ સૂરજ પ્રસધ નવખંડ પરવડી;
નત્ય વળાં નવળાં દિયણ નરહી ! વળાં પૂરણ વરૂવડી !

એવી જ રીતે છ લાખ જાત્રાળુ બાવાઓને પણ રસ્તામાં રોકીને એક જ દોણીમાં અન્ન રાંધી વરૂવડી દેવીએ ભોજન કરાવેલું. ધન્ય છે તારા એ સતને, માતા ! તારી કીર્તિ નવ ખંડની અંદર સૂર્યની પ્રભાની માફક પ્રસરી વળી છે.'

(૬)

અણ ગરથ અણુથે સઘે એકણ, પોરસે દળ પોખીઆ;
કે વાર જીમણ ધ્રવે કટકળ, સમદ્ર પડ કર સોખીઆ.
અણરૂપ ઉહી નાખ્ય આખા, સજળ જળતણ શગ ચડી;
નત વળાં નવળાં દિયણ નરહી ! વળાં પૂરણ વરૂવડી !

આ રીતે બહુ હોંશ કરીને તેં મોટા સૈન્યને જમાડ્યું, અને સમુદ્રને શોષી લીધો.

(૭)

કામઈ તુંહી, તુંહી કરનલ, આદ્ય દેવી આવડી;
શવદેવ તુંહી તુંહી એણલ, ખરી દેવલ ખૂબડી.*
વડદેવ વડીઆ પાટ વરૂવડ, લિયા નવલખ લોબડી;
નત્ય વળાં નવળાં દિયણ નરહી ! વળાં પૂરણ વરૂવડી !

[કામઈ, કરનલ સવદેવ, એણલ અને ખોડીઆર*—એ તમામ દેવીઓ રૂપે તું લીલા કરે છે. 'નવલાખ લોબડીઆળી' નામથી વિખ્યાત એ તમામ ચારણી દેવીઓ તારાં જ સ્વરૂપો છે.]

---

આહિયા=આવ્યા. દાંહણે હેકણ=એક જ દોણામાંથી. પાહિયા=જમાડ્યા. *ખોડીઆર એક પગે ખોડાં હોવાથી 'ખૂબડી' કહેવાય છે.

# એક તેતરને કારણે

પરશુરામે આ પૃથ્વીને એકવીસ વાર નક્ષત્રી કરીને બ્રાહ્મણોને વ્હેંચી દીધી હતી. પણ એ વિનામહેનતે મળી ગએલી ધરતીનું રક્ષણ બ્રાહ્મણો ન કરી શક્યા. અસૂરો ધરણીમાતાની કાયાને ખુંદવા લાગ્યા. પછી દેવતાઓએ ભેળા થઇને આબુ પર્વત ઉપર એક અગ્નિકુંડ પ્રગટાવ્યો. એ અગ્નિકુંડની ઝાળમાં ચાર મોટા દેવતાઓએ જવના દાણા છાંટ્યા, તે જ ઘડીએ એક પછી એક ચાર વીરો પ્રગટ થયા. સોળે કળાએ શોભતો તેજસ્વી નર નીકળ્યો, તે સોળંકી કહેવાયો. ચારે ભુજામાં હથીઆર ધારણ કરીને હાજર થયો તે *ચહુઆણ કહેવાયો. કુંડમાંથી નીકળતાં નીકળતાં પગમાં પોતાનું ચીર ભરાવાથી જે પડી ગયો તેનું પઢીઆર નામ પડ્યું; એ ત્રણે તો હાથ જોડીને આજ્ઞા મામતા માગતા નીકળ્યા, એટલે દેવતાઓ નિરાશ થયા. આખરે અગ્નિના ભડકામાંથી 'માર માર' ની ત્રાડ દેતો જે બહાર આવ્યો, આવીને 'પર' કહેતાં રાક્ષસને જેણે સંહાર્યો, તે પરમાર નામે ઓળખાયો. આબુ, ઉજેણી અને ચિતોડ ઉપર એના વંશની આણ વર્તી ગઇ. ચિતોડગઢનાં તોરણ બાંધનાર આ પરમાર વંશનો જ એક પુરુષ હતો.

એ જ વંશનો એક વેલો સિંધના રણુવગડામાં પણ ઉતરી આવ્યો. એ વેલો ચલાવનાર મૂળ પુરુષ સોઢાજી. સોઢા પરમારોના હાથનો ઉમરકોટ તાલુકો એક વખત એની પડતી દશામાં

---

*ચોહાણ

છૂટી ગયો, ને નગરપારકરનો નાનો તાલુકો રહ્યો. ત્યાંનું બેસણું પણ ગયું, ને થરપારકર રહ્યું. થરપારકરનું રાજ એટલે તો રેતીના રણનું રાજ: રાજધણીને રિદ્ધિસિદ્ધિમાં ઢોર સિવાય બીજું કાંઇ ન હોય. માલધારી રાજા પોતાનો માલ ચારીને ગુજારો કરતા, નેસડામાં રહીને રાજમહેલની મઝા લેતા, રોટલો અને દૂધ આરોગીને અમૃતના ઓડકાર ખાતા, રૈયતની સાથોસાથ રહીને તેની જીવ સાટે રક્ષા કરતા. તેથીજ

અંગ પોરસ, રસણે અમૃત, ભુજ પરચો રજભાર;
સોઢા વણુ સૂઝે નહિ, હોય નવડ દાતાર.

[ સોઢાઓના અંગમાં દાન દેવાની જેવી હોંશ આવે, જીભમાં જેવું અમી વરસે, અને ભુજામાં જેવું પાણી હોય તેવું બીજામાં નથી હોતું. ]

બાપુ રતનજી તો કૈલાસમાં પધારી ગયેલ, પણ મા જેમબાઇ હજુ બેઠાં હતાં. મા જેમબાઇને ચાર દીકરા હતા: અભોજી, આસોજી, લખધીરજી ને મુંજોજી. મા અને દીકરા *ગોડી પારસનાથજીનાં મોટાં ભક્ત હતાં.

સવત ૧૪૭૮ની અંદર પારકરમાં કાળો કાળો દુકાળ પડ્યો. તાવડામાં જેમ ધાણી ફૂટે, તેમ માલધારીઓનાં ઢોર

---

*રાસમાળા (પાનું ૩૫૮)માં જણાવેલ છે કે "માર્તંડરાય અથવા માંડવરાય જે સૂર્યદેવની મૂર્તિ કહેવાય છે (કેમકે સૂર્યનો વંશજ સૂર્ય છે તેથી તેનું નામ માર્તંડ કહેવાય છે) તેના ઉપાસક અને નાયક હતા." પણ માંડવરાય નામ તો સોરઠમાં પરમારોના આગમન પછી 'માંડવ ડુંગર' પરથી પડ્યું લાગે છે. મતલબ કે 'માંડવરાય' શબ્દ 'માર્તંડરાય'નો અપભ્રંશ હોવો સંભવતો નથી. પરિણામે સોઢા પરમારોની ઉપાસના સૂર્યની હતી કે ગોડીપાર્શ્વનાથની, તે નિર્ણયને અન્ય કશાક આધારની જરૂર છે. સં.

ટપોટપ મરવા માંડયાં. બે હજાર સોઢાઓ પોતાનાં ઢોર લઇને દુકાળ વર્તાવા સોરઠમાં ચાલી નીકળવા જ્યારે તૈયાર થયા, ત્યારે ચારે ભાઇઓને ચિંતા થઇ કે પારકા મુલકમાં આપણી વસ્તીની રક્ષા કોણ કરશે? માટે અખોજી બોલ્યા કે "ભાઇ લખધીર! તું ને મુંજોજી સાથે જાઓ. હું ને આસો આંહી રહેશું." લખધીરજી ને મુંજોજી પોતપોતાની હાંસલી ઘોડી ઉપર પલાણી તૈયાર ઉભા, ત્યારે મા જેમબાઇ બોલ્યાં કે "બાપ, આપણી વસ્તીને પરદેશમાં મા કયાંથી મળશે! માટે હું ય સાથે ચાલીશ.'

માતાજી રથમાં બેઠા, અને બે હજાર સોઢાઓ એના રથને વીંટી લઇને પોતપોતાનાં ઢોર હાંકતા હાંકતા, રસ્તે ચારતા ચારતા, દર મઝલ મુકામ કરતા ચાલી નીકળ્યા.

પણ લખધીરજીને તો નીમ હતું કે રોજ પોતાના ઇષ્ટદેવ ગોડી પારસનાથના દર્શન કર્યા પછી જ અન્નપાણી ખપે. આ દેવતાની પ્રતિમા પારકરના પીલુ ગામમાં હતી. રોજ રોજ પ્રભાતે જ્યાં મેલાણુ પડયું હોય ત્યાંથી લખધીરજી પોતાની હાંસલી ઘોડી પાછી ફેરવીને પીલું જઇ પહોંચે, દેવનાં દર્શન કરે, ત્યાર પછી અનાજ આરોગે. એ રીતે તો જેમ જેમ પલ્લો લાંબો થતો ગયો, તેમ તેમ પીલુ પહોંચવામાં મોડુ થવા માંડયુ. એક પહોર, બે પહોર, ચાર પહોરના, ને પછી તો બબ્બે દિવસના કડાકા થવા લાગ્યા. પછી એક રાતે લખધીરજીના સ્વપનામાં ઇષ્ટદેવ આવ્યા ને બોલ્યા: "બેટા, કાલ પ્રાગડના દોરા ફુટતાં જ તને એક ગાયનું ધણ મળશે. એમાંથી એક કુંવારી કાળી ગાય મોખરે ચાલતી હશે. એ ગાય પોતાનો મોયલો પગ ઉંચો કરીને તારા સામે જોઇ જમીન ખોતરશે. ખોતરેલી જમીનમાં ખોદજે તો તને એક પ્રતિમા જડશે. એ પ્રતિમાનાં દર્શન કરી રોજ જમજે, રથમાં પધરાવીને સાથે લઇ જજે, ને જ્યાં રથ ઉભો રહી જાય, ચસે નહિ, ત્યાં તારાં મુકામ કરી રહેજે. તારી ફતેહ થશે.'

બીજે દિવસે પ્રભાતે સ્વપનાની વાત સાચી પડી. પાંચાળ ભુમિમાં માંડવ ડુંગરની ધાર ઉપર જ ગાય મળી, ને મૂર્તિ જડી.

એ માંડવરાજની પ્રતિમાને માતા જોમબાઇ ખોળામાં લઇને બેઠાં અને સોનાના થાળ સરખી પાંચાળ–ભૂમિમાં મોતીના દાણા જેવા ડુંગરા જોતા જોતા અગ્નિપુત્ર પરમારો આગળ ચાલ્યા. હવે કેવો છે એ પાંચાળ દેશ ?

> કંકુવરણી ભોમકા, સરવો સાલેમાળ,
> નર પટાધર નીપજે, ભોંય દેવકો પાંચાળ. ૧

[એ પાંચાળની જમીન રાતી છે, સુંદર સાલેમાર ડુંગર છે. અને એ દેવભૂમિમાં શુરવીર પુરુષો નીપજે છે.]

> ગૂઢે વસ્તરે ગોરીયાં, પગપીંડીનો તાલ;
> પનઘટ ઉપર પરવરે, પડ જોવો પાંચાળ. ૨

[પાંચાળની સ્ત્રીઓમાં વિશેષે કરીને કાઠીઆણીઓ અને ચારણીઆણીઓ હોવાથી એનો પહેરવેશ કાળા રંગનો છે, અને દેહનો વર્ણ ગોરો છે. એ રમણીઓ લચકાતે પગે નદીને તીરે પાણી ભરે છે.]

> ઓદરથી ઉરે સરસ, નાક નેણનો તાલ,
> ચાર હાથનો ચોટલો, પડ જોવો પાંચાળ ૩

[જેવાં રૂપાળાં એ ગોરીઓના ઉદર, તેથી વધુ રૂપાળી એની છાતી છે. તેથી યે વધુ રળીઆમણાં એનાં નાક અને નેણ છે. માથે લાંબા ચોટલા છે.]

> નરનારી બન્ને ભલાં, કદિ ન આંગણ કાળ;
> આવેલને આદર કરે, પડ જોવો પાંચાળ. ૪

> આછાં પાણી વીરડે, ધરતી લાંપડિયાળ.
> સરભર્યાં સારસ લવે, પડ જોવો પાંચાળ ૫

[જેની ધરતી લાંપડા (કાંટાવાળા) ઉંચા ઘાસથી ઢકાએલી છે, જેની નદીઓના પટમાં વીરડા ગાળીને લોકો તેલ જેવા

નિર્મળ પાણી પીવે છે, જેનાં ભરપૂર સરોવરડાંમાં સારસ પક્ષીઓ કિલ્લોલ કરતાં હોય છે. એવી દેવભૂમિ એ પાંચાળ છે.]

નદી ખળકે નિઝરણાં, મલપતા પીએ માલ,
ગાળે કસુંબા ગોવાળીઆ, પડ જોવો પાંચાળ. ૬

[જ્યાં નદીઓ અને ઝરણાંઓ ખળખળ વહી રહેલ છે, જ્યાં માલધારીના માલ (ગાયો ભેંસો) ભરપૂર પાણીમાં મલપતા મલપતા નીર પીવે છે, જ્યાં ગોવાળ લોકો અફીણના કસુંબા ગાળીને ગટાવે છે, એવો એ પાંચાળ દેશ છે.]

ઠાંગો માંડણ ઠીક છે, કદિ ન આંગણ કાળ;
ચારપગાં ચરતાં ફરે, પડ જોવો પાંચાળ. ૭

[જ્યાં ઠાંગો અને માંડવ જેવા વંકા ડુંગરા છે, દુષ્કાળ કદિ પડતો નથી, ચોપગાં જાનવરો ચરતાં ફરે છે, એવો એ પાંચાળ છે.]

તાતા તોરીંગ મૃગકૂદણા, લીલા પીળા લાલ,
એવા વછેરા ઉછરે, પડ જોવો પાંચાળ! ૮

[જ્યાં હરણ જેવી ફાળ ભરનારા પાણીદાર, રંગરંગના ઘોડા નીપજે છે.]

કુકડકંધા મૃગકૂદણા, શત્રુને હૈયે સાલ,
નવરંગ તોરીંગ નીપજે, પડ જોવો પાંચાળ. ૯

[જ્યાં કુકડાના જેવી ઉભી ગરદનવાળા, અને દુશ્મનોના હૃદયમાં શલ્ય સમ ખટકનારા નવરંગી ઘોડા નીપજે છે, એવો એ પાંચાળ દેશ છે.]

કળ કોળી, ફળ લીંબોળી, વનસપતિ હરમાળ,
(પણ) નર પટાધર નીપજે, ભોંય દેવકો પાંચાળ. ૧૦

[કુળમાં જુઓ તો ઘણુંખરું કોળીનાં જ કુળ વસે છે. (કોળીની સંખ્યા બહુ મોટી છે.) ફળમાં લીંબોળી બહુ થાય છે,

અને વનસ્પતિમાં હરમાળ વધુ નીપજે છે. એમ છતાં ત્યાં મનુષ્યોમાં તો વીરપુરુષો પાકે છે; એવી એ દેવભૂમિ પાંચાળ છે.]

ચાલતાં ચાલતાં એક દિવસ એક રૂપાળા પ્રદેશની અંદર એક નાની નદીની બરાબર વચમાં દેવનો રથ ઊભો થઇ રહ્યો. ઘણા બળદ જોડીને ખેંચ્યો, પણ પૈડાં ચસક્યાં નહિ. નાડાં બાંધીબાંધીને રથ તાણ્યો, પણ નાડાં તૂટી ગયાં. લખધીરજીએ પોતાની પાઘડીનો છેડો ગળે વાંટી, પ્રતિમાની સામે હાથ જોડી કહ્યું કે "હે ઠાકર ! તે દિવસ સ્વપનામાં તમે મને કહેલું યાદ છે કે જ્યાં રથ થંભે ત્યાં મારે ગામ બાંધી રહેવું. પણ આ નદીને અધગાળે કાંઇ ગામ બંધાશે ? સામે કાંઠે પધારો તો ત્યાં જ આપની સ્થાપના કરું."

એટલું બોલીને પોતે જરા પૈડાને હાથ દીધો, ત્યાં તો આરસપાણની ભોં હોય તેમ રથ રડવા લાગ્યો. સામે કાંઠે જઇ ઉચાળા છોડયા, નાનાં ઝુંપડાં ઊભાં કરી દીધાં, અને ચોપાસના નિર્જન મુલક ઉપર પરમારોની સિંધી ગાયો ભેંસો, બકરાં, ઘેટાં ને ઊંટ, બધાં પોતાને ગળે બાંધેલી ટોકરીનો રણકાર ગજવતાં ગજવતાં લહેરથી ચરવા લાગ્યાં. જે નેરામાં રથ થંભી ગયો હતો તે અત્યારે પણ 'નાડાતોડીઉં' એ નામથી ઓળખાય છે.

પારકી ભૂમિમાં ધણીની રજા વિના કેમ રહેવાય ? પરમારનો દીકરો—અને વળી પ્રભુનો સેવક લખધીરજી તપાસ કરવા મંડયો. ખબર પડી કે વઢવાણના રાજા વીસળદેવ વાઘેલાનો એ મુલક છે. નાના ભાઇ મુંજાજીના હાથમાં આખી વસ્તીને ભળાવી લખધીરજી વઢવાણ આવ્યા. દરબારગઢની ડેલીએ બેઠા બેઠા વીસળદેવ ચોપાટ રમે છે. ત્યાં જઇને પરમારે ઘોડીએથી ઉતરી ઘોડીના પગમાં લોઢાની તાળાબંધ નેવળ નાખી, બગલમાં લગામ પરોવીને વાઘેલા રાજાને રામ રામ કર્યા. કદાવર શરીર. પાઘડીદાર છતાં ભક્તિભાવભીની બે મોટી આંખો, અને હજુ તો ગયા કાલે જ આબુના અગ્નિકુંડમાંથી 'માર ! માર !' કરતો પ્રગટ થયો હોય એવો દેવતાઇ તેજસ્વી ચહેરો: જોતાં તો એક જુગની જૂની ઓળખાણ

હોય તેમ પરમાર-પુત્ર વીસળદેવજીના હૈયામાં વસી ગયો. મહેમાન ક્યાં રહે છે, કેમ આવેલ છે, નામ શું છે, એવું પૂછ્યા વિના પાધરો રાજાએ સવાલ કર્યો કે

"ચોપાટે રમશો!"

"જેવી મરજી."

"ઘોડી બાંધી દો."

"ના રાજ! ઘોડી મારી હેવાઇ છે. બીજે નહિ બંધાય. એક તરણું યે મ્હોંમાં નહિ લ્યે. હું બેસીશ ત્યાં સુધી ઉભીજ રહેશે."

હાંસલી પણ જાણે વાતચીત સમજી હોય તેમ એણે કાનસૂરી માંડીને હણહણાટી દીધી. વીસળદેવજીના હૈયામાં વધુ પ્રેમ પુરાયો; અને ચોપાટ ખેલવામાં લખધીરજીનો સાધેલ હાથ જોઇને તો વીસળદેવ પુરો મોહ પામી ગયા.

સાંજ પડી એટલે વીસળદેવે ઓળખાણ પૂછી. લખધીરજીએ બધી વાત કહી સંભળાવી કે "દુકાળ વર્તવા વસ્તીને લઇને પારકરથી આવ્યો છું. રજા આપો તો માલ ચારીએ."

વીસળદેવ બોલ્યા "એ ભોં તો ઉજ્જડ પડી છે. તમે બચાવી પડ્યા હોત તો પણ બની શકત. પણ તમે નીતિ ન તજી, તેથી હું એ આખી ધરતી તમને જ સોંપું છું. સુખેથી ગામ બાંધો. પણ ઉભા રહો. એક સરત છે. રોજે રોજ આંહી ચોપાટ રમવા આવવું પડશે."

લખધીરજીએ સરત કબુલ કરી, હાંસલીના મોવલા પગમાંથી નેવળ છોડી, રાંગ વાળી, પોતાના પડાવ તરફ ચડી ગયા. દાયરો જોઇ રહ્યો : "વાહ રજપૂત! કાંઇ વંકો રજપૂત છે! રાજપૂતી આંટો લઇ ગઇ છે!"

દાયરાની આંખમાં એ વેણ બોલતી વખતે લાલ લોહી ભર્યું હતું. પેટમાં પાપ ઉગ્યું હતું.

× × ×

એક દિવસ સાંજે લખધીરજી વઢવાણથી ચોપાટે રમીને પડાવ ઉપર પાછા ફર્યા ત્યારે મુંજાજીએ એને વાત કહી કે "બાપ, આજ તો હું પૂજા કરતો હતો ત્યારે માંડવરાજ બે વાર મારી સામે જોઈને હસ્યા."

ચતુર લખધીરજીએ વાત રોળી ટોળી નાખી, પણ અંતરમાં એને ફાળ પડી ગઈ કે નક્કી મુંજાજીને માથે ભાર છે. તે વગર પ્રતિમા હસે નહિ.

એ વાત તો વિસરાઈ ગઈ. રોજ સવારે હાંસલી પર પલાણીને લખધીરજી વઢવાણ જાય ને સાંજે પાછા આવે. બધા પરમારો દિવસરાત હિલોળા મચાવે છે.

૨

"**માડી** ! સાભળ્યું કે !"

"શું છે છોડી ?"

"આ ઓલ્યો રજપૂત રોજ રોજ મારા બાપુ પાસે ચોપાટે રમવા આવે છે એની ખબર છે ને ?"

"હા. એ રોયો આવે છે ત્યારથી દરબારે ઓરડે આવવાનું ય ઓછું કરી નાખ્યું છે. કોણ જાણે શું કામણ કરી મેલ્યું છે એ બોથડ સોઢાએ."

"મા, તમે બહુ ભોળાં છો. સાચી વાત કહું ? એ રજપૂત આવ્યો છે સિંધમાંથી. એને એક જુવાન બેન છે. મારા બાપુને વીવા કરવા છે એટલે આ રજપૂતને જમીન કાઢી આપી છે, ને રોજ*આંહીં ચોપાટ રમવા બોલાવે છે. પોતે પણ ત્યાં જાય-આવે છે."

ઠાકોર વીસળદેવનાં ઠકરાણી અને એની વડારણ વચ્ચે એક દિવસ આવી વાત થઈ. લખધીરજીની લાગવગ વીસળદેવજી ઉપર એટલી બધી જામી ગયેલી કે એના વિના ખાવું ન ભાવે. આ રાજપ્રીતિ વઢવાણના દરબારી નોકરોથી નહોતી ખમાતી. લખધી-

રજીનો પગ કાઢવા માટે વાઘેલાઓએ રાણીવાસમાં આવી ખટપટ ઉભી કરી હતી.

રાણીને હાડોહાડ વ્યાપી ગઇ કે નક્કી રાંડ શોક્ય આવશે. એનાં રૂંવાડાં સડ સડ બળવા લાગ્યાં. એનું પિયર સાયલે હતું. પિયરીઆં ચભાડ જાતના રજપૂત હતા. પોતાના ભાઇભત્રીજાને બોલાવીને કાળી નાગણ જેવી રાણી ફુંફાડી ઉઠી કે "મારૂં ચલણ છે ત્યાં લગી તમે ઉભે ગળે વઢવાણમાંથી ખાવા પામો છો.... રાજા નવી લાવશે એટલે તમારો પગડો પણ આંહીથી નીકળી જશે. માટે મારા ભાઇઓ હો તો જાઓ, એ કાળમુખા રજપૂતોના લબાચા વીંખી નાખો. એને મારીને પાછા પારકરનો રસ્તો પકડાવો."

૩

જંગલ તેતર ઉડિયો, આવ્યો રાજદુવાર,
ચભાડ સહુ ઘોડે ચડયા, બાંધી ઉભા બાર.

"તેતર ઘવાણો, બરાબર ઘવાણો!" તીરંદાજોએ ચસકા કર્યા. 'ક્રીયો! ક્રીયો! ક્રીયો!' એવી કીકીઆરી કરતું એક નાનું તેતર પક્ષી પાંખો ફફડાવી રહ્યું. પાંખ તૂટી પડવાથી ઉડી શકતું નથી. પગ સાબૂત છે તેથી દોટાદોટ કરવા લાગ્યું. વનનાં બીજાં પક્ષીઓએ કળેળાટ મચાવી મૂકયો.

"હાં, હવે ધ્યાન રાખજો ભાઇએ! જોજો, તેતર બીજે જાય નહિ. હાંકો, હાંકો આ પરમારોના ઉચાળામાં. કજીઓ જગવવાનું બરાબર બહાનું જડશે."

એમ બોલતા એ સાયલા ગામના ચભાડ તીરંદાજોએ ઘાયલ થયેલા તેતરને ઘેરી લઇ સોઢા પરમારોના પડાવ તરફ હાંકયો.

ચીસો પાડતો તેતર પડાવમાં દોડયો ગયો. અને બરાબર જ્યાં માતા જોમબાઇ પોતાના ઇષ્ટદેવ માંડવરાજની પ્રભાત-પૂજા કરે છે, ત્યાં જ પહોંચી, દેવમૂર્તિના બાજઠની નીચે

લપાઇ ગયો. મા જોમબાઇએ બહારથી કીકીઆટા સાંભળ્યા ને આંહીં શરણાગત તેતરના શરીરમાંથી રુધિર ટપકતું દીઠું. પ્રભુજાપની માળા પડતી મૂકીને એણે બાજઠ હેઠળથી હળવે હાથે તેતરને ઝાલી લીધો. એ લોહીતરબોળ પંખીને હૈયાસરસું ચાંપીને પંપાળવા માંડ્યું. માની ગોદમાં છોકરું લપાય તેમ તેતર એ શરણ દેનારીના હૈયામાં લપાઇ ગયો. મા તેતરને પંપાળતાં પંપાળતાં કહેવા લાગ્યાં કે "બીી મા મારા બાપ ! હવે આંહીં મારે હૈયે ચડ્યા પછી તને બીક કોની છે ? થરથર મા હવે. આ તો રજપૂતાણીનો ખોળો છે, મારા બચ્ચા ! "

ત્યાં તો બહાર ઝાંપે ધકબક બોલી રહી. ચબાડોનાં ઘોડાં હમચી ખુંદતાં હતાં અને ચબાડો ચસકેચસકા કરતા હતા કે "આંહીં ગયો. એલા, અમારો ચોર કાઢી આપો. કોના છે આ ઉચાળા ? "

સોઢાઓ બધા પોતપોતાના ડેરામાંથી બહાર નીકળ્યા. પૂછવા લાગ્યા કે "કોણ છો તમે સહુ માડુ ! આટલા બધા રિડિયા શીદ કરો છો ? આંહીં બચ્ચરવાળોના ઉચાળા છે એટલું તો ધ્યાન રાખો ભાઇઓ ! "

"અમારો ચોર કાઢી આપો જલદી. ચોરી ઉપર શિરજોરી કરો મા." ચબાડોએ તોછડાઇ માંડી.

"કોણ તમારો ચોર ! "

"અમારો શિકાર : જખમી તેતર."

સોઢાઓમાં હસાહસ ચાલી. "વાહ, રંગ છે તમને. એક તેતર સારૂ આટલી બહાદુરી ? "

ત્યાં તો ઝાંપે મા જોમબાઇ દેખાણાં. ગોદમાં તેતર છે. પડછંદ રજપૂતાણીએ પ્રતાપભેર પૂછ્યું "શું છે બાપ ? "

"ઇ જ, ઇ જ અમારો ચોર. ઇ જ તેતર. લાવો પાછો."

"તેતર પાછો અપાય કાંઇ ? એ તો મારો શરણાગત ઠર્યો

બાઇ! વળી એ તો મારા ઠાકરના બાજઠ હેઠળ બેઠેલ હતો. એ ભગવાનનો શરણાગત મારાથી પાછો કેમ અપાય ?"

શરણુ ગયો સોંપે નહિ, રજપૂતાંરી રીત,
મરે તોય મેલે નહિ, ખત્રી હોય ખચીત.

અને પાછા તમે તો બધા રજપૂત લાગો છો બચ્ચાઓ!"

"હા, અમે ચભાડો છીએ."

"ત્યારે હું તમને શું શીખવું? શરણે આવેલાને રજપૂત ન સોંપી દે, એટલું ય શું તમારી જનેતાઓએ તમને ધાવણમાં નથી પાયું બાપ?"

ચભાડો કોપ્યા. "હવે એ બધી વાત મૂકીને ઝટ અમારો ચોર સોંપી દો."

"બાઇ! તમે ઘર ભૂલ્યા." કહીને મા જોમબાઇએ તેતરને છાતીએ દાબ્યો. તેતરના માથા પર હાથ પંપાળ્યો.

"તો અમે તમારા લબાચા ફેંદી નાખશું. આંહી પરદેશની માટી ઉપર તમે ભુંડા લાગશો."

જોમબાઇએ કહ્યું : "શીદ ઠાલા ઝેર વાવો છો? અમને પરદેશીઓને શા સારૂ સંતાપો છો? કહો તો મારાં ઘેટાં આપું, ગાયભેંસ દઉં, પણ શરણાગત કેમ સોંપ્યો જાય મારાથી?"

ચભાડોને તો કજીઆ જોતો હતો. બહાનું જડી ગયું. સમશેરો ખેંચાઇ. એ મામલો દેખીને માતાએ જુવાન બેટા મુંજાજીને પડકાર્યો :

મુંજાને માતા કહે, સુણુ સોઢાના શામ,
દળમાં બળ દાખો હવે, કરો ભલેરાં કામ.

મુંજા! તેતર માહરો, માગે દુજણ સાર,
ગર્વભર્યા ગુરજરધણી, આપે નહિ અણુવાર.

"બેટા ! એક ચકલું છે, તો પણ એ આપણું શરણાગત હતું, આજ આપણે મર્યામાર્યા વગર છૂટકો નથી : ભલે આજ ચભાડો ધારકરા પરમારની રાજપૂતી જોતા જાય."

"વાહ મારી જનની !" કહીને મુંજોજી તેગ લઈ ઊઠ્યો. "હું તો પરમારને પેટ ધાવ્યો છું મા !

ધ્રૂવ ચળે મેરૂ ડગે, ગમ મરડે ગિરનાર;
(તોય) મરડે કયમ મૂળીધણી, પગ પાછા પરમાર!

"ધ્રૂવનો તારો ચળે, મેરૂ પહાડ ડગમગે, ગિરનાર પોતાનું પડખું ફેરવે, તો પણ પરમાર પાછો પગ કેમ માંડે ?"

પછી તો તે દિવસે,

*સંવત ચૌદ ચુમોતરે, સોઢાનો સંગ્રામ;
રણઘેલે રતનાવત નવખંડ રાખ્યું નામ.

સવંત ૧૪૭૪ માં સોઢાએ સંગ્રામ જમાવ્યું. રણઘેલા રતનજીના પુત્રે નવે ખંડમાં નામ રાખ્યું.

વાર શનીચર શુદ પખે, ટાઢા પૂરણ ત્રીજ;
રણ બાંધે રતનાવતો ધારણ મુંજો બીજ;

ફાગણ મહિનાના શુક્લ પક્ષની ત્રીજ ને વાર શનિવારના રોજ રતનજીના પુત્રે રણતોરણ બાંધ્યું.

મા જુએ છે ને બેટા ઝુઝે છે : એવું કારમું ધીંગાણું મંડાઈ ગયું. ચભાડોનાં તીરભાલાં વરસ્યાં, પરમારોની ખાગોએ ખપ્પર ભર્યાં, અને દિવસ આથમતે તો

પડયા ચભાડહ પાંચસેં, સોઢા વીસું સાત;
એક તેતરને કારણે અળ રાખી અખિયાત.

---

* રાસમાળાનો પાઠ : "સંવત સાત પનોતરે." પણ સાતસો પંદર અતિ વહેલું છે.

પાંચસો ચબાડો કપાઇ ગયા, સાત વીસ (૧૪૦) સોઢા કામ આવ્યા. એમ એક તેતરને કારણે સોઢા પરમારોએ પૃથ્વી પર પોતાની ઇજ્જત આબાદ રાખી.

૪

**લખધીરજી** તો તે વખતે વીસળદેવની ડેલીમાં ચોપાટ રમવામાં તલ્લીન હતા. એને આ દગાની ખબર નહોતી. રાણીએ લખધીરજીને પણ તે જ દિવસ ત્યાં ને ત્યાં ટુકો કરવાનું કાવતરૂં રચેલું. સાંજ પડી એટલે વીસળદેવને રાણીએ અંદર બોલાવી લીધા; કહ્યું કે "હવે આંહી બેસો."

"પણ મહેમાન એકલા બેઠા છે."

"મહેમાનને એકલા નહિ રાખું. હમણાં એના ભાઇયુંની હારે જ સરગાપુરીનો સાથ પકડાવી દઇશ."

"રાણી, શું આ બોલો છો?"

"ઠીક બોલું છું. એ વાઘરાંની દીકરી હારે તમારે પરણવું છે. કાં?"

"તમે આ શી વાત કરો છો?"

"હું બધું ય જાણું છું. પણ આજ તો મારા ભાઇઓએ એ તમામને જમપુરીમાં પહોંચતા કર્યા હશે!"

વીસળદેવ બધો ભેદ સમજ્યો; દોડતો દોડતો ડેલીએ આવ્યો; લખધીરજીને કહે કે "ભાઇ, જલદી ભાગ. તારે માથે આફત છે, ફરી આંહી આવીશ મા!"

ઝબ દઇને લખધીરજી ઘોડી ઉપર પલાણ્યો; પણ ગઢ વળોટવા જાય ત્યાં તો રાણીના કાવતરાબાજો આડા ફર્યા.

"મને કોઇ રીતે જવા દ્યો!"

"હા, તારી હાંસલી દેતો જા."

"ખુશીથી, પણ દરવાજે. આંહી બજારમાં હું ગરાસીઓ ઉઠીને ભોંયે ચાલીશ તો મારી આબરૂ જાશે."

દરવાજે પહોંચીને હાંસલીના ડેબામાં પગની એડી મારી ત્યાં હાંસલી કુદીને એક નાડા વા જઇ ઉભી. લખધીરજી બોલ્યો કે "લ્યો બા, રામ રામ ! રજપૂતનાં ઘોડાં ને રજપુતનાં ડોકાં, બે ય એક સાથે જ લેવાય, એટલી વાત હવેથી ભૂલશો નહિ."

હાંસલીને જાણે પાંખો આવી. ઘણું યે દોડવા જાય, પણ શું કરે ? પગમાંથી લોઢાની નેવળ કાઢતાં લખધીરજી ભૂલી ગયેલો હતો. પાછળ વઢવાણની વાર હતી એટલે ઉતરીને નેવળ છોડાય તેમ નહોતું. પછી તો હાંસલીને છલંગો મારવાનું જ રહ્યું. હાંસલી ધરતી ઉપર ચાલે તે કરતાં ત્રણગણું તો હવામાં ઉડવા લાગી. એમ કરતાં રસ્તામાં એક ૧૮–૨૦ હાથનો વોંકળો આવ્યો. પાણી ભરપૂર હતું. જે ઘડીએ હાંસલી ટપીને બીજે કાંઠે પહોંચી તે ઘડી નેવળ તૂટી ગઇ. [ત્યારથી એ વોંકળાનું નામ આજ પણ 'ઘોડાટપ' કહેવાય છે.]

રસ્તામાં લખધીરજીને ફાળ પડી ગઇ હતી. મુકામ ઉપર આવીને જુએ તો મા મંજાજીના શબનું માથું ખોળામાં લઇને બેઠાં હતાં. એક તેતરને કારણે મુંજો મરે, એ વાત સાંભળીને લખધીરજીની છાતી સવા વેંત ઉંચી ચડી. માને કહે કે "મા, આજ રોવાનું ન હોય. આજ તો ધોળમંગળ ગાવાનો દિવસ છે. આજ તમારી કુંખ દીપાવીને મુંજો સ્વર્ગે ગયો. જુઓ મા, જોયું મુંજાનું મ્હોં ? હમણાં ઉઠીને તમને ઠપકો દેશે ! આવું મોત તો તમારા ચારે દીકરાને માટે માગજો, માડી !"

"બાપ લખધીર, તારો બાપ સ્વરગે સીધાવ્યા તે દી' આ મુંજો પેટમાં હતો. એટલે મારાથી એની સંગાથે જવાણું નહિ. આજ તારા બાપની ને મારી વચ્ચે વીશ વીશ વરસનું છેટું પડી ગયું. હવે તો મુંજાને સથવારે જ મને રાજી થઇને જાવા દે."

ચેહ ખડકાવીને માતાજી દીકરાનું શબ લઈને સતી થયાં. આજ પણ એ જગ્યાએ જોમબાઈ માતાનો પાળીઓ છે. આજ પણ જે બાઈને છાતીએ ધાવણ ન આવતું હોય તે આ પાળીઆને પોતાનું કાપડું અડાડી આવે તો ધાવણની શેડો છૂટે એવી લોકવાયકા છે.

મા અને ભાઈને સ્વર્ગે વળાવીને લખધીરજી શોકમાં નહોતો પડી ગયો. એણે એ ઠેકાણે ગામ બાંધ્યું. એક રબારણ રોજ દૂધ આપી જતી તેને લખધીરજીએ બ્હેન કહેલી. એનું નામ મૂળી હતું. મૂળીની મમતાથી પરમારે ગામનું નામ મૂળી રાખ્યું.* એ રીતે આજનું મૂળી સોઢા પરમારોની રાજધાની બન્યું.

*કોઈ કહે છે કે એ મૂળી ઢેઢ હતી.



## એક અબળાને કારણે

સિંધમાં તે સમયે એક સુમરો રાજા રાજ કરતો હતો. સુમરાના દરબારમાં હેબતખાન નામના એક જતની નોકરી હતી. સુમરાના કાનમાં કોઈએ મોહિની રેડી કે હેબતખાનના ઘરમાં સુમરી નામની એક પદ્મણી જેવી કન્યા છે. કામદેવનાં જુવા સરખા ગાંડાતૂર સુમરાએ હેબતખાનની કન્યાનું માગું મોકલાવ્યું.

હેબતખાને ના પાડી; જવાબ વાળ્યો કે "રાજાના હીરા-મોતીના હારની બેડીઓ પહેરાવવા કરતાં તો મારી સુમરીને હું કોઈ મારા જેવા ગરીબના ઘરની ઘરવાળી બનાવીશ."

સુમરાએ નકાર સાંભળીને હુકમ કર્યો કે "નાસવા માંડ. છ મહિને જબરદસ્તીથી તારી છોકરી ઝુંટવી લઈશ."

હેબતખાન પોતાના કબીલાને લઈ પોતાના રસાલાની સાથે ભાગવા મંડયો. ભુજમાં આવીને એણે રાવનું શરણ માગ્યું. રાવે તો પોરસમાં આવી જઈ આશરો દીધો, પણ રાવના અમીર ઉમરાવોએ ને કામદારે સિંધ સામે આંગળી ચીંધીને બતાવ્યું કે "સુમરાનાં ભાલાં આવીને હમણાં ભુજને રોળી નાખશે." કામદારે હેબતખાનને કહ્યું કે "ચાલ્યો જા." ભર કચેરીમાં હેબતખાને રાવને પૂછયું કે "આ હુકમ આપનો છે?"

રાવની આંખો ભોંયમાં ખૂતી ગઈ. એણે માથું ઉંચુ કર્યું નહિ. 'યા અલ્લાહ!' કહીને હેબતખાન પોતાનાં બાલબચ્ચાં લઈ ચાલતો થયો.

બધા જતો જામનગરમાં રોકાઇને આશ્રરો માગવા ગયા. જામનગરે સંભળાવ્યું કે "જુને ન સંઘર્યો તો મારૂં શું ગજું?" નગરનાં બારણું બંધ જોઇને જતો ધ્રોળ રાજમાં ગયા. ધ્રોળથી જાકારો સાંભળીને આખો કબીલો મોતની તૈયારી કરી ચાલી નીકળ્યો.

મારગે મૂળી ગામનો ટીંબો આવ્યો. પાદરમાં જ જુવાન સોઢાઓ રમત ખેલતા હતા. જુવાનોએ આ જતોનાં બાળકોને રોતા સાંભળ્યાં. લીંબુની ફાડ જેવી આંખોમાંથી બોર બોર જેવડાં પાણી પાડતી જતાણીઓને જોઇ. મૂળીને પાદરથી એક વટેમાર્ગુ પણ પોરો ખાધા વગર જાય નહિ, અને આ રોતાં કકળતાં દોઢ હજાર મુસાફરો કાં સીધાં ચાલ્યાં જાય? સોઢાઓએ જતને પૂછ્યું " ભાઇ, ક્યાં જાવું?"

"જાવું તો દરીઆમાં."

"કેમ એમ?"

" ધરતી અમને બધેયથી જાકારો દે છે. એને અમારો ભાર આકરો થઇ પડ્યો છે. "

"આમ કેમ આડું બોલો છો ભા!"

"આડું નથી બોલતા ભાઇ! સાચું જ કહીએ છીએ. પરશુરામે એકેય રજપૂત ક્યાં રહેવા દીધો છે?"

"પણ ભાઇ, બોલો તો ખરા, શી આફત છે?"

હેબતખાને બધી વાત કહી સંભળાવી. પરમારોમાં વાત પ્રસરી ગઇ, મૂળીને ટીંબે મોટા લખધીરજીથી ચોથી પેઢીએ લખધીર બીજાનું પાટ તપતું હતું. એણે જઇને પોતાની વૃદ્ધ માતાને પૂછ્યું કે "માડી, જતોને આશરો આપું?"

પરમાર માતા બોલ્યાં: "દીકરા, આજ એક વાત મને સાંભરી આવે છે. તું નાનો હતો. એક વખત હું નાવા બેઠી હતી, ત્યારે તું રોતો હતો. હું આવીને જોઉં ત્યાં તો તને વડારણ ધવરાવતી હતી. મેં તને ઊંધે માથે લટકાવીને વડારણનું ધાવણ ઓકાવી નાખેલું. પણ આજ લાગે છે કે એકાદ ટીપું તારા પેટમાં રહી

ગયું હશે ! નહિ તો પરમારનો દીકરો નિરાધારને આશરો દેવાને ટાણે રજા લેવા આવે નહિ." એટલું બોલતાં તો માની મોટી મોટી આંખોમાંથી આંસુડાં ચાલ્યાં ગયાં.

"માડી ! તમારે અક્કેક આંસુએ મારો અક્કેક અવતાર ઓળ-ઘોળ કરૂં." એટલું કહીને માને પાયે માથું અડાડી જુવાન લખધીરજી ઉપડતે પગલે ચાલ્યો ગયો. આખો દાયરો લઈને જતોની આડો ફર્યો કે "જવાય નહિ. મૂળીના કૂબામાં જેટલી જગ્યા હશે તેટલી તમને કાઢી દેશું; અને રક્ષણ નહિ કરી શકાય તો ય મરશું તો ખરા !"

હેબતખાન બોલ્યો, "હું પારકાને રક્ષણે જીવવાને લોભે નથી આવ્યો, પરમારો ! હું તો ફક્ત આટલીજ શાંતિથી મરવા માગું છું કે આખરે અમને સંઘરનાર રજપૂત મળ્યા ખરા."

પરમારોએ જતોને ઓરડા કાઢી આપ્યા. જતના ઉચાળાને વીંટીને રાતદિવસ પરમારોનો પહેરો બેસી ગયો. ત્યાં તો સુમરાની ફોજના પડઘા બોલ્યા.

મૂળીની ભોં થાળી જેવી સપાટ છે. થોડે માણસે એ ભોંમાં બચાવ થઈ શકે નહિ તેથી જત અને પરમારોએ માંડવના વંકા ડુંગર ઉપર આશરો લીધો. સૂમરાની ફોજ ડુંગરાની તળેટીમાં ઓડા લગાવી બેઠી. પણ ઉપર જવાનો લાગ આવતો નથી. ઉપર ચડવાની એ વિકટ કેડીએ જનાર શત્રુ કાં તો પલભરમાં ઉપરની ગોળી ખાઈને મરે છે, ને કાં તો તે નીચેના ઊંડા કોતરમાં ઉડી પડે છે. એમ છ મહિના વીત્યા. એક દિવસ પરમારોના મુકામમાં કુંવર હાલાજીએ વેલા નામના હજામને કાંઈક આકરાં વેણ કહ્યાં હશે તે ન સંખાવાથી વેલો ભાગીને સૂમરા બાદશાહની છાવણીમાં આવ્યો. આવીને કહ્યું કે "શું કામ મરો છો ? હું તમને એક દિવસમાં જીતાડું.'

બાદશાહ કહે "શાબાશ, હું તને ગામ ગરાસ આપીશ."

વેલાએ ઇલાજ બતાવ્યો. ડુંગરની પાછળના ભાગમાં એક બહુજ વંકી છુપી જગ્યાએ પરમારોને પાણી પીવાનો એક કૂવો

હતો. એ એકના એક જળાશયમાં વેલા હજામે સુમરાઓને હાથે એ ગાયો કપાવીને નખાવી.

સાંજે આવીને પરમારોના પખાલીઓએ કુવાને ભ્રષ્ટ થયેલો જોયો. પરમારોએ પોતાનું મોત સામે ઉભેલું દીઠું. જતોને જણાવી દીધું કે "ભાઈઓ, સવારે ઉઠીને અમે તો ઝાડીમાંથી નીકળીને કેસરીઆં કરશું. પણ તમે મુસલમીન કોમ છો. તમને એ પાણી પીવામાં વાંધો નથી. તમે સુખેથી જીવાય ત્યાં લગી જીવજો. અમારા છેલ્લા રામરામ છે !"

હેબતખાને જવાબ વાળ્યો કે "શું એકલા પરમારો જ મરી જાણે છે ? આજ જુઓ તો ખરા, જતના લોહીમાં પરમારના લોહી જેટલી જ ક્ષાત્રવટ ભરી છે કે નહિ ?"

રાત પડી ત્યાં તો જતાણીઓમાં કાળો કકળાટ થઈ રહ્યો કે "અરેરે ! દૂધીઆ દાંતવાળા પરમારોને આવતી કાલે તો જારનાં ડુંડાંની જેમ વાઢી નાખશે, અને હજી તો માની ગોદમાંથી ચાલી આવતી રંભા જેવી રજપૂતાણીઓ કાલે પ્રભાતે ચિતા ઉપર ચડશે. હાય રે પાપણી દીકરી સૂમરી ! હાય ડાકણી ! તું કેટલાને ભરખી જઈશ !"

સૂમરીએ એક ખુણામાં બેઠાં બેઠાં આ મેણાં સાંભળ્યાં. અધ-રાત ભાંગી અને સહુ જતાણીઓની આંખ મીંચાઈ, તે વખતે સૂમરી કિલ્લાના ચોગાનમાં આવીને ઉભી રહી. આકાશમાં ટમ ટમ ઝબુકતાં ચાંદરડાં સામે જોઈ રહી. એના હૈયામાંથી નિસાસો નીકળી ગયો કે "રે ખુદા ! મારો શો ગુન્હો ! મને આવડું બધું રૂપ કાં દીધું ?"

સવારને પહોરે સૂર્ય મહારાજે જ્યાં ઉદયાચળને માથે કોર કાઢી, ત્યાં તો કેસરીઆ વાઘા સજીને પરમારો નીકળ્યા. જતો પણ સાથેજ નીકળ્યા. સુમરા સાથેના એ સંગ્રામમાં હેબતખાનનો એકનો એક જુવાન દીકરો કામ આવી ગયો. રાંડેલી ભાભીએ સુમરીને સંભળાવ્યું કે "ચુડેલ ! તારા સગા ભાઈને ય તેં આજ ભરખ્યો."

સુમરીને કાળજે જાણે છેલ્લું તીર ભોંકાવાનું હતું તે ભોંકાઈ ગયું. રાતે સોપો પડી ગયો તે વખતે છાનીમાની બહાર નીકળી, એક ગોવાળીયાના છોકરાને સાથે લઈ સુમરી સાંઢય ઉપર ચડી; અને ખુદા બતાવે તે માર્ગે પંથ કાપવા માંડયો. એ વાતની ખબર પડતાં જ એની પાછળ સુમરાઓ ચડયા. બરાબર બગબગું થયું તે ટાણે સુમરી વણોદ ગામને પાદર પહોંચી. પાછું વાળીને જુએ ત્યાં તો સુમરાના ઘોડા આડા ફરી વળેલ જોયા !

"હે અમ્મા, મારગ દેજે!" એટલું કહીને સુમરીએ સાંઢય ઉપરથી પડતું મેલ્યું. ધરતી ફાટી; અને મા જેમ રોતા બાળકને પોતાના થાનેલે વળગાડીને ઉપર પાલવ ઢાંકે, તેમ ધરતીએ પણ સુમરીને અંદર લઈ પોતાનું પડ ઢાંકી દીધું. સુમરી જે ઠેકાણે સમાઈ ગઈ ત્યાં એની ચુંદડીનો એક છેડો બહાર રહી ગયો હતો. અત્યારે ત્યાં 'સુમરી બીબીનું તળાવ' છે, ને કબર છે. એ કબરની માનતા ચાલે છે.

આંહી માંડવના ડુંગર ઉપર તો જુવાનડાઓ હોરી ખેલતા હોય તેમ લોહીની શેડો છુટતી હતી. ઇસાજી નામનો એક જત દુશ્મનની કારમી ગોળી ખાઇને કંડોળાની ટેકરી ઉપર પડયો હતો, અને એનાથી થોડે આઘે લખધીરજીનો કાકો આસોજી પણ ઘાયલ થઇને સુતો હતો. બેયના અંગમાંથી ખળળ ખળળ લોહીની રેલ ચાલતી હતી. ઇસોજી પડયો પડયો પોતાના લોહીની રેલા આડો માટીની પાળ બાંધતો હતો. મોતના પીડામાં કસટાતો આસોજી પૂછવા મંડયો કે "ભાઇ ઇસા ! મરતી વખતે શું તને ચાળો ઉપડયો ? માટી શીદ ફેંદી રહ્યો છો ?"

ઇસો જવાબ આપે છે કે "હે ભાઇ, આ ચાળો નથી. આ મારૂં–મુસલમાનનું લોહી છેલ્લી ઘડીએ તારા લોહીમાં ભેળાઇને તને ભ્રષ્ટ ન કરે, ને તારૂં મોત ન બગાડે, માટે હું આડી પાળ બાંધું છું !"

"એ ઇસા ! મ બોલ, મ બોલ ! મોત બગડતું નથી. સુધરે છે. આજ છેલ્લી પથારીએ સુતાં સુતાં આભડછેટ ન હોય. ન અટકાવ, ન અટકાવ. આપણાં લોહીને ભેળાવા દે."

ઇસા સૂણુ ! આસો કહે, મરતો પાળ મ બાંધ,
જત પરમારાં એક જો, રાંધ્યો ફરી મ રાંધ.

એ સાંભળીને ઇસાજીએ પોતાના લોહીને વહેવાં દીધું. બેયનાં લોહી ભેળાં રેલ્યાં. ત્યારથી જત અને પરમાર પરસ્પર પરણે છે. એ લોહીનાં આલીંગન અમર રહી ગયાં છે.

ત્યાં તો વણોદથી વળી આવેલા સવારોએ ખબર આપ્યા કે જેને માટે વેર મંડાયું હતું તે તો ધરતીમાં સમાઇ ગઇ. પોતાની દીકરી જીવતી દુશ્મનોના હાથમાં ન ગઇ, અને મોત વ્હાલું ગણ્યું, તે જોઇને જતો પ્રસન્ન થયા. પણ પરમારોને તો એ સ્ત્રીની આત્મ-હત્યા સ્ત્રીહત્યા જેટલી જ વસમી લાગી. પરમારો હતાશ થઇ ગયા. સુમરાએ તો પરમારોની કતલ કરી નાખી હતી. તે ઉપરાંત એણે હાલાજીને કેદ કરીને લખધીરજીને કહ્યું કે "મારા લશ્કરને સિંધમાંથી આવવાનું ખર્ચ નહિ આપ તો હાલાજીને ઉપાડી જઇ મુસલમાન કરીશ."

લખધીરજીએ અમદાવાદના બાદશાહ મહમ્મદ બેગડાની સહાય માગી. બેગડાએ વચ્ચે પડી, લશ્કરનું ખર્ચ લખધીરજી ચૂકાવશે એવી બાંહ્યધરી દીધી, અને ખર્ચ પરમારો ન ભરે ત્યાં સુધી હાલાજીને પોતાના કબ્જામાં રાખવાનું ઠરાવ્યું.

૨

હાલોજી પરમાર મહમ્મદશાહની સાથે અમદાવાદ જઇ રહ્યો. બાદશાહની ઉમેદ હતી કે હાલાજીને મુસલમાન બનાવવો; પણ જોરજુલમથી નહિ, એને ઇસ્લામનું સાચું નૂર બતાવીને. તેથી બાદશાહે ચાર મરજાદી બ્રાહ્મણોને લાવીને હાલાજીના રસોડા ઉપર મૂકયા, હાલાજી જરાય ન દુભાય તેવી રીતે બાદશાહે બંદોબસ્ત કરાવ્યો. બીજી તરફ એને ઇસ્લામ ધર્મનાં રહસ્યો સમજાવવા મૌલવીઓ રાખ્યા. પણ હાલાજીનું મન પલળ્યું નહિ. સમરાની ખંડણી પૂરી થયે હાલોજી પોતાના ભાઇની પાસે મૂળી ચાલ્યો ગયો.

પાંચમે જ દિવસે મારતે ઘોડે હાલોજી પાછો અમદાવાદ આવ્યો. ભરકચેરીમાં હાંફતી છાતીએ હાલોજી આવીને બોલી ઉઠ્યો કે " બાદશાહ સલામત ! મને મુસલમાન બનાવો, જલદી મને મુસલમાન બનાવો. "

બાદશાહ તાજ્જુબ બની ગયા. એણે બધી હકીકત પૂછી. હાલાજીએ હકીકત કહી:

" હું મારે ઘેર ગયો. આપે અહીં મને કેવી રીતે પવિત્ર રાખ્યો તેની વાત મેં મારાં ભાઇભાભીને કહી સંભળાવી. ત્યાર પછી મને તરસ લાગવાથી હું પાણીઆરે જવા ઉઠ્યો, ત્યાં તો મારી ભાભી આડી ફરીને ઉભી રહી. ભાભીએ કહ્યું કે "તમે પાણીને ગોળે અડશો મા. "

મેં કહ્યું, "ભાભી, હાંસી કરો છો કે શું ? " ભાભી બોલ્યાં કે "ના, હાંસી નથી, ખરું છે. " તોય હું હાંસી સમજ્યો, ચુલા પાસે જવા ચાલ્યો. પણ ભાભીએ ક્રોધ કરીને કહ્યું કે "તમે તો મુસલમાનની ભેળા રહી આવ્યા છો. હવે તમે ચોકખા ન ગણાઓ. જહાંપનાહ, જો હિન્દુ ધર્મ આવો સાંકડો હોય તો મુસલમાન જ શાં ન થઇ જવું ? મને મુસલમાન જ બનાવો."

હાલોજી મુસલમાન બન્યો. બાદશાહે લખધીરજીને મૂળીથી અમદાવાદ બોલાવ્યા, અને હુકમ દીધો કે રાણપુરની ચોવીસી હાલાને આપો. બાદશાહે પોતે બીજાં ચાર ગામ પણ હાલાજીને મસાલમાં આપ્યાં. એ રીતે હાલાજીને રાણપુરની ગાદી ઉપર મોકલ્યા. સાથે મોગલ, શેખ શિપાઇ, લોદી અને બલમલા રાઠોડ, એમ ચાર અમારો આપ્યા: એક મસાલ આપી.

૩

**એક** દિવસ હાલોજી પરમાર રાણપુરથી જમાબંધી ભરવા માટે ધંધુકા ગયા છે. તેજ દિવસે કાઠીઓએ ધંધુકાની ગાયો વાળી. ગામમાં વસ્તીનાં કલ્પાંત સાંભળીને હાલાજીનું હૃદય હલમલી ઉઠ્યું. મનમાંથી અંતર્યામી દેવ બોલ્યા કે "હાલાજી, તારી કાયા ભલે

વટલી. પણ રૂદીઓ તો ગૌબ્રાહ્મણપ્રતિપાળનો રહ્યો છે ને ! આજ તું બેઠાં કાઠી ગાયો વાળી જશે ? હે અગ્નિપુત્ર ! તારા બાપદાદાનાં બિરદ સંભાર !"

એટલે પંડે હાલાજી ગાયોની વ્હારે ચડ્યા. ધંધુકાની દક્ષિણે એક ગાઉ ઉપર કાઠીઓની સાથે ભેટો થયો, અને ધીંગાણામાં હાલોજી કામ આવ્યા. આજ સરવરશા પીરની જગ્યામાં એમની પાંચેક હાથ લાંબી કબર મોજૂદ છે.

હાલાજીનાં રાણી પોતાના દીકરા હાંસુજીને તેડી બાદશાહની પાસે ગયાં. રાણીની અરજથી, જે જગ્યાએ ગાયોને કારણે હાલાજી કામ આવ્યા તે આખી જગ્યા બાદશાહે ગૌચરમાં આપી દીધી.*

હાલાજીના માથામાં બાદશાહે હાંસુજીને ભૂતીઆ, ભહરીઆ, દાંતીઆ ને જાંબુડીઆ નામનાં ચાર ગામડાં પણ આપેલાં. તે ગામ આજે ઉજ્જડ થઇ ધંધુકાની સીમમાં ભળી ગયાં છે. હજુયે એના ઢોરા એંધાણીઓ તરીકે મોજૂદ છે, અને એ ગામો ઉપરથી મારગોનાં નામ પણ પડેલાં છે.

*આજે અંગ્રેજ સરકારે એ જગ્યાની સરકારી વીડી બનાવી નાખી છે.



# સિંહનું દાન

મૂળીના પાટ ઉપર સાતમી પેઢીએ ચાંચોજી થઇ ગયા. એક વખત હળવદના રાજરાણા કેસરજી, ધ્રોળના રાજા અને ચાંચોજી એકસાથે ગોમતીજીમાં નહાવા ગયા હતા. ગોમતીજીમાં સ્નાન કરતી વખતે ધ્રાંગધ્રાના તથા ધ્રોળના દરબારે કાંઇક વ્રતો લીધાં; પણ ચાંચાજીએ તો એવું વ્રત લીધું કે "મારી પાસે જે કાંઇ હશે તે હું મારા જાચનારને આપીશ."

ત્રણે જાત્રાળુઓ ઘેરે આવ્યા. બે મોટા દરબારોનાં વ્રત થોડે વખતે છુટી ગયાં, પણ ચાંચાજીની પ્રતિજ્ઞા તો જીવસટોસટની હતી.

હળવદ દરબારે પોતાના દસોંદી ચારણને ઉશ્કેર્યો; વચન આપ્યું કે "પરમારનું નીમ છોડાવ તો તને તું જે માગે તે આપું."

ચારણ કહે કે "પરમારનો હું પુત્ર માથું માગીશ તો માથું ચે વધેરી દેશે."

દરબાર કહે કે "એવું કાંઇક માગ કે પરમારને ના પાડવી પડે."

ચારણ મૂળી આવ્યો. ભર કચેરીમાં દેવીપુત્ર અને અગ્નિપુત્ર ભેટીને મળ્યા. ચાંચોજી કહે કે "કવિરાજ, આજ્ઞા કરો."

"બાપ! તમથી નહિ બને."

"શા માટે નહિ બને? માંડવરાજ જેવો મારે માથે ધણી છે. આ રાજપાટ ઉપર તો એની ધજા ફરકે છે, મારી નહિ.

કોઇ દિવસ આ રાજપાટનાં ગુમાન કર્યાં નથી. માંડવરો ધણી એની લાજ રાખવા જરૂર આવશે."

"અન્નદાતા, મારે તારી રીદ્ધિસિદ્ધિની એક પાઇએ નથી જોતી. તારા લાખપસાવ પણ ન ખપે. તારા માથાનો પણ હું ભુખ્યો નથી."

"જે માગવું હોય તે માગો."

ચારણે ગોઠણભર થઇને દુહો કહ્યો કે :

અશ આપે કે[1] અધપતિ, દે ગજ કે દાતાર;
સાવઝ દે મું સાવભલ,[2] પારકરા પરમાર!

"કોઇ રાજા ઘોડાનાં દાન કરે, તો કોઇ હાથી આપે. પણ હે સહુથી ભલા રાજા, તું મને જીવતો સાવઝ આપ."

"સાવઝ!" સભાનો અવાજ ફાટી ગયો.

"હા, હા, જીવતો સાવઝ!" ચારણે લલકાર કર્યો :

જમીં દાન કે દે જબર, લીલવળું લીલાર,
સાવઝ દે મું સાવભલ, પારકરા પરમાર!

"કોઇ જબરા રાજાઓ જમીનનાં દાન આપે, કોઇ પોતાનાં લીલાં માથાં ઉતારી આપે, પણ હે પરમાર! તારી પાસે તો હું સાવઝ માગું છું."

હાહાકાર કરીને આખી કચેરી તાડુકી ઉઠી કે "ગઢવા, આવું માગીને પરમારની આબરૂ પાડવામાં વડાઇ માનો છો કે?"

ચારણે તો બિરદાવળ ચાલુ જ રાખી :

ક્રોડપસાં દે કવ્યદને, લાખપસાં લખવાર;
સાવઝ દે મું સાવભલ, પારકરા પરમાર!

---

૧. કોઇ ૨. સહુથી ભલો.

"તું બીજા કવિઓને ભલે ક્રોડપસાવ અને લાખપસાવનાં દાન દેજે, પણ મને તો હે પારકરા પરમાર, સાવઝ જ ખપે."

"ગોઝારો ગઢવો !" સભામાં સ્વર ઉઠયો. ગઢવીએ ચોથો દુહો આપ્યોઃ

> દોઢા રંગ તુંને દઉં, સોઢા બુદ્ધિ સાર !
> મોઢે ઉજળે દે મને, પારકરા પરમાર !

"હે સારી બુદ્ધિવાળા સોઢા પરમાર, હસતું મ્હોં રાખીને મને સાવઝ દેજે. એટલે હું રાજાઓની કચેરીઓમાં તારાં દોઢાં વખાણ કરતો કરતો જ કસુંબો લઇશ."

ચાંચાજીના મુખની એકેય રેખા બદલી નહિ. મ્હોં મલકાવીને એણે કહ્યું કે "કવિરાજ, આવતી કાલે પ્રભાતે તમને સાવઝનાં દાન દેશું."

* * *

મધરાતે માંડવરાજના થાનકમાં જઇને ચાંચાજીએ અરજ ગુજારી કે "એ સુરજદેવ ! જીવતો સાવઝ શી રીતે દઉં ? તારી ધજા લાજે નહિ એવું કરજે, દેવ !"

દેવળના ઘુમ્મટમાંથી ઘણધણાટી દેતો અવાજ આવ્યો કે "હે ક્ષત્રી ! એમાં મારી પાસે શું આવ્યો ? મારા ડુંગરમાં આટલા આટલા સાવઝ ડણક દઇ રહ્યા છે. તું ક્ષત્રી છો તો એમાંથી એકાદાને ઝાલી લે !"

બીજે દિવસ થયો. પ્રભાતે આખી કચેરીને લઇને ચાંચાજી ચોટીલાના ડુંગરમાં ગયા. ચારણને કહ્યું કે "ચાલો કવિરાજ, સાવઝ આપું"

પરમારના ચારણોએ બિરદાવળ ઉપાડી :

> પાંચાળી ચીર પૂરિયાં, વીઠલ ! તેં વણપાર,
> શરમ રાખ્ય ચાંચાતણી, જગદીશણ ગજતાર !

ત્યાં તો ત્રાડ દેતો એક સિંહ નીકળ્યો. દોટ કાઢીને ચાંચાજીએ એના કાન ઝાલ્યા. બકરી જેવો બનીને સિંહ ઉભો રહ્યો. પરમારે બૂમ પાડી કે "લ્યો કવિરાજ, આ સાવઝનાં દાન."

ચારણ પાછે પગે ભાગવા લાગ્યો ત્યારે ચાંચાજીએ સાદ કર્યો કે "ગઢવા! નવ લાખ લોબડિયાળીઓ લાજે છે. અરે તું કોઈકનો શીખવ્યો મારી લાજ લેવા આવ્યો, ને હવે ભાગ્યો!

સાવઝ ભાળી [1]સામહો, ભડકયા કે મહીભાગ,
[2]પાંથુ! પાછા પાગ, ભરવા ન ઘટે ભડજને.

"કૈંક મહીપાળો પણ સામો સિંહ દેખીને પલાયન કરી જાય છે. પણ ઓ ચારણ! મર્દને પાછાં પગલાં માંડવાં ન શોભે."

દાન માગતી વખતે ગઢવી એ વાત ભૂલી ગયેલો કે દાન દેવા કરતા લેવું ભારે પડશે, અને એક વાર માગેલાં દાન સ્વીકાર્યા વિના તો બીજો ઉપાય નહોતો. ચારણનો વંશ લાજે. શું કરવુ? ચારણે ચતુરાઈ કરીને આઘે ઉભા ઉભા કહ્યું કે

"ચાંચે સિંહ સમપ્પીયો, કેસર ઝલીયો કાન;
(હવે) રમતો મેલ્યે રાણ! પોત્યો પરમારાંધણી!

"ઓ બાપ ચાંચા! તેં કેસરીસિંહને કાન ઝાલીને મને સમર્પણ કર્યો, એ હું કબૂલી લઉં છું. મને દાન પહોંચી ગયું. હવે તું તારે એને રમતો મૂકી દે હે રાણા!"

સાવઝને માથે હાથ ફેરવીને રાજા બોલ્યો કે "જાઓ, વનરાજ! મારી લાજ આજે તમે રાખી છે." સાવઝ ચાલ્યો ગયો. લોકો કહે કહે છે કે એ માંડવરાજ પોતે જ હતા.

---

૧. સામો ૨. ચારણ

# વર્ણવો પરમાર

સૌરાષ્ટ્રને ઓતરાદે કિનારે ટીકર નામનું છસો વરસનું જૂનું ગામ છે. એ ગામની યે ઉત્તરે મરડક નામની એક ધાર, બરાબર બેઠેલા ઉંટનો આકાર ધરીને પડેલી છે. એ ધારથી ત્રણ ગાઉ આઘે ઉત્તરમાં, ઝાળ નામનાં પાંચ ઝાડના ઝુંડની વચ્ચે એક મીઠા પાણીનો વીરડો છે, એક પુરુષનો પાળીઓ છે, ને એક સતીના પંજાની ખાંભી છે. આસપાસ ધગધગતી રેતીનું રણ પડયું છે. ચૌદ ચૌદ ગાઉ સુધી મીઠા પાણીનું એકેય ટીપું નથી મળતું, કે નથી કોઇ વિસામો લેવાની છાંયડી. દિવસને વખતે કોઇ મુસાફર એ રણમાં ચાલતો નથી. ચાલે તો ચોકીવાળાઓ એની પાસે પૂરું પાણી છે કે નહિ તેની ખાત્રી કર્યા પછી જ જવા આપે છે. રાતે ચાલેલો વટેમાર્ગુ સવારને પહોરે રણને સામે કાંઠે એક ધર્મશાળાએ પહોંચીને વિસામો લે છે. એને 'વર્ણવા પીરની જગ્યા' કહે છે.

આ વર્ણવો પરમાર કોણ હતો? પચીસ વરસનો એક ક્ષત્રી જુવાન: હજુ તો *દસૈયા નહાતો હતો. અંગ ઉપરથી અટલસના પોશાક હજુ ઉતર્યા નહોતા. હાથમાં હજુ મીંઢળ હીંચકતો હતો. પ્રેમીની આંખના પાંચ

---

*ક્ષત્રીઓમાં એવી રીત છે કે પરણ્યા પછી દસ દિવસ સુધી રોજ સવારે નહાય, ને પાછો એનો એ પોશાક પહેરી લે.

પલકારા જેવી પાંચ જ રાત હજુ તો માણી હતી. આખો દિવસ એને ઘેરીને ક્ષત્રી–દાયરો એના સંયમની ચોકી કરતો; અને ત્યાર પછી તો એ કંકુની ટસર જેવા રાતા ઢોલીઆમાં, સવામણ રૂની એ તળાઇમાં, સમુદ્રફીણ સરખા એ ધોળા ઓછાડમાં, ગોરી રજપુતાણીની હાંફતી છાતી ઉપર પડ્યાં પડ્યાં રાત્રિના ત્રણ પહોર તો કોણ જાણે કેટલા વેગથી વીતી જાતા; રાત્રિથી જાણે એ ક્ષત્રી–બેલડીનાં સુખ નહોતાં સહેવાતાં, નહોતા જોવાતાં.

આજ છઠ્ઠા દિવસનું સવાર હતું. રાત આડા કેટલા પળ રહ્યા છે તે ગણ્યા કરતી રજપુતાણી એની મેડી ઉપરથી કમાડની તરડ સોંસરવી ડેલીએ બેઠેલા બંદીવાન સ્વામીને જોયા કરતી; પણ વર્ણવાનું માથું તો એ બીડેલી બારી સામે શી રીતે ઉંચુ થઇ શકે ? ઉઘાડી સમશેરો સરખી કેટલી યે આંખો એના ઉપર પહેરો ભરતી હતી. એ તો હતાં ક્ષત્રીનાં પરણેતર.

ત્યાં તો ગામમાં ચીસો પડી, ઘરેઘર વાછરૂ રોવા લાગ્યાં, બુંગીઓ ઢોલ ગાજ્યો, અને ચારણે ચોરે આવીને હાકલ કરી કે

ક્ષત્રી લાગે ખોટ, ગઢથી જાતાં ગાવડી;
દેખી વ્રણવા દોડ,. મત લજાવ્યે માવડી !

ગામનું ધણ ભેળીને મીયાણા ભાગતા હતા. ભાલો લઇને વણવો ચોરેથી જ ઘોડે પલાણ્યો, મીયાણાની ગોળીઓનો મે વરસતો હતો તેમાં થઇને વર્ણવો પહોંચ્યો. બીજા રજપૂતોને પાછળ મેલીને દોડ્યા આવતા આ મીંઢળબંધા વરરાજાને જોતાં તો મીયાણાને પણ મનમાં થયું કે "વાહ રાજપૂત!" એ અસુરોને પણ પોતાની સ્રીઓની મીઠી સોડ સાંભરી આવી. જુદ્ધ કર્યા વિના જ આખું ધણ વર્ણવાને પાછું સોંપ્યું ને કહ્યું કે "જા બાપ, ઘેરે તારી પરણેતર વાટ જોતી હશે."

સહુને પોતપોતાનાં પશુ પહોંચી ગયાં. પણ એક સુતારની બાયડી પોતાનાં રોતાં છોકરાંને કેડે વળગાડીને કકળતી કકળતી

આવી કે "એ બાપુ વર્ણવા! બધાયનાં ઢોર લાવ્યો, ને એક મારી બોડી ગા' જ રહી ગઇ? મારાં ગભરૂડાં જ શું છાશું વિના ટળવળશે?"

વર્ણવો ફરીવાર ચડ્યો: "બ્હેન, તારી બોડી વિના પાછો નહિ આવું." કહેતો ઉપડ્યો. પણ બોડી ક્યાંથી મળે? મીયાણાઓએ ખાવાને માટે કાપી નાખી હતી. ગૌમાતાનું રૂધિર ભાળીને વર્ણવો મરણિયો બન્યો. આખા રણમાં રમખાણ જામ્યું. ઠેઠ સામા કાંઠા સુધી શત્રુઓને તગડ્યા પછી ત્યાં વર્ણવાનું મસ્તક પડ્યું. ત્યાર પછી ધડ લડ્યું. મીંયાણા નાસી છુટ્યા. ધડ પાછું વળ્યું. હાથમાં તલવાર ને માથે ઉછળતી રૂધિરની ધાર : મરડકની ધારથી ત્રણ ગાઉ ઉપર ધડ પડ્યું.

રણમાં ગએલે: પતિ જો જીવતો હોય તો એની તરસ ટાળવા, ને મર્યો હોય તો મ્હોંમાં જળ મેલવા, પેલી મેડીએ બેસીને વાટ જોતી રજપુતાણી પણ મંગળ ચુંદડીએ, માથે ગંગાજળનો ઘડો મૂકીને, રણમાં આવી. સ્વામીનું શબ જોયું, પણ માથું ન મળે.

ત્યાં ને ત્યાં એણે ઘડો પછાડ્યો. ધડની સાથે જ બળી મરી.

[ છપ્પય ]

હાંકી ધેન હજાર, સુણી આજુદ્ધ સજાયો,
કર ગ્રહીયો કબ્બાન[1] અહુચળ ખાગ[2] ઉઠાયો.
વરણવ[3] સરવર ઝાળ, રણ મહીં જુદ્ધ રચાયો,
પણ પડતે પરમાર, પાટ ઈંદ્રાપર પાયો.
જળપાત્ર લે જમના તણું, મૂકી પાણ[4] હુંદા મથે,
એ દિન નીર અમૃત ભર્યું, હિંદવાણ નાર પોતા હથે.[5]

---

૧. શસ્ત્રો. ૨ ખડગ, ૩ પાણીમાં બળતી જ્વાળા: વડવાનલ: સમુદ્રમાં જે વડવાનલ બળે છે, તેની આગ અત્યંત આકરી હોય છે. વર્ણવાની ક્ષત્રીવાટને અહીં એ ઉપમા આપી છે. ૪ પત્થર. ૫ આ છપ્પય એક ઢાઢીનો રચેલો છે. કારણ કે ચારણો સ્ત્રીનું કાવ્ય કરતા નથી.

જે ઠેકાણે સતીએ ઘડો પછાડયો તે ઠેકાણે શિલાની અંદર આજે અખૂટ મીઠા જળનો વીરડો બની ગયો છે. લાખો તરસ્યાં જીવોએ એનાં જળ પીધેલાં હશે, અને કરોડો હજુ પીશે. આસપાસ ત્રણે દિશે ચૌદ ગાઉમાં બીજે કયાંય પાણી નથી. ગામ પણ નથી.

૨

વસીઓ વનમાં વર્ણવો, દીનો મરતાં દેન,[૧]
પાણ થઇ પરમારનું, ધાવે મસ્તક ધેન.

વર્ણવો તો રણમાં મર્યો. એના શરીરને બાળી નાખવામાં આવ્યું. પણ એનું માથું તો પત્થરનું બનીને ગાયનું દૂધ ધાવતું હતું.

રણને સામે કાંઠે આડેસરની ગામ અને ધ્રાંગધ્રાની વચ્ચે વર્ણવાનું માથું પડયું હતું. પણ એ કયાં પડયું તે કોણ જાણે? આડેસરની એક ગાય રોજ સાંજે જ્યારે ઘેર જાય ત્યારે એનાં આંચળમાં દૂધ ન મળે! ગાયનો ધણી ગોવાળને રોજ ઠપકો આપે કે "કોઇક મારી ગાયને દોહી લ્યે છે."

એક દિવસ સાંજ પડી. આખું ધણ ગામ ભણી ચાલવા માંડયું. રસ્તામાં એક ઠેકાણે આખા ધણમાંથી એજ ગાય નોખી તરી ગઇ. ને બીજી દિશામાં ચાલતી થઇ. ભરવાડને કૌતુક થયું. રણને રેઢું મૂકીને એ ગાયની પાછળ ચાલ્યો. આઘે એક ઝાડની નીચે ગાય થંભી ગઇ. ચારે પગ પહોળા કરીને ઉભી રહી. એના ચારે આંચળમાંથી ખળળ ખળળ દૂધની ધાર ચાલી, અને જમીનમાં પાંદડાના ગંજ નીચેથી ઘટાક! ઘટાક! ઘટાક! કરતું કોઇ એ દૂધ પીતું હોય એવો અવાજ આવ્યો. આખું આઉ ખાલી કરીને ગાય ગામ તરફ ચાલી ગઇ. ભરવાડ પાંદડાં ઉખેળીને જુએ ત્યાં તો પત્થરનું એક રૂપાળું મસ્તક દીઠું—એ મસ્તકનું દૂધે ભર્યું મ્હોં દીઠું!

---

૧ દેન=દહન

તે દિવસથી એ મસ્તકને ઠેકાણે વર્ણુવા પીરની જગ્યા બંધાયેલી છે.

આજ કોઇ કોઇ વાર કોઇ ગાફલ પ્રવાસી એ રણમાં ભૂલો પડે છે, પાણી વિના એને ગળે શોષ પડે છે, જીવવાની આશા છોડીને વર્ણુવાનું નામ સ્મરે છે, ત્યારે કોણ જાણે ક્યાંથી કોઇ તેજસ્વી ઘોડેસ્વાર એક હાથમાં ભાલું ને બીજા હાથમાં મીઠા પાણીની મસક લઇને મારતે ઘોડે હાજર થાય છે, અને બેશુદ્ધ બની ગયેલા મુસાફરને મ્હોંગે પાણી સીંચે છે, એવી વાતો ઘણાને મોઢેથી સંભળાય છે.



# આલમભાઇ પરમાર

રાણપુરને ટીંબે આશરે બસો વરસ પૂર્વે સાહેબજી નામે હાલાજીના વંશજ હતા. સાહેબજી ખુદાના બંદા હતા. આ દુનિયાની મારામારીનો એને મોહ નહોતો. તેથીજ એના પિત્રાઇ રહીમજી સાહેબજીના ઉભા મોલમાં પોતાનાં ઘોડાં ચરાવી દેવા લાગ્યા અને ધીરે ધીરે તો એણે સાહેબજીનાં ગામડાં પણ દબાવવાનું શરૂ કર્યું. સાહેબજી પરમાર કંટાળીને પંચાળમાં રતા ભગતની મોલડી નામે ગામમાં પોતાના દોસ્તો કાઠી દરબારોને ઘેર જઇ રહ્યા.

એક દિવસ એ ભલા સાહેબજીને વાવડ મળ્યા કે દરબાર રહીમજી ગામને પાદર થઇને નીકળવાના છે. એના દિલમાં થયું કે 'મારો ભાઇ નીકળે છે !" દૂધના કેસરીઆ કઢા લઇને, સાકર અને બદામ લઇને, રહીમજીની બરદાસ્ત કરવા સાહેબજી પોતાના કાઠી મિત્રોનો દાયરો ભેળો કરી મોલડીને પાદર જઇ ઉભા.

રાતી આંખવાળો રહીમજી ઘોડા ઉપર બેસી પોતાના ઘોડે-સ્વારોની સાથે નીકળ્યો. સાહેબજી અને આખો કાઠી દાયરો આડા ફર્યા. ને ભાઇના ઘોડાની લગામ ઝાલી સાહેબજી વિનવવા લાગ્યા કે "ભાઇ ! ઉતરો, સાથે બેસીને આજે રોટલા ખાઇએ."

"એલા તું હજી મરી નથી ગયો !" એમ બોલીને રહીમજીએ પોતાના હાથમાં ભરેલી બંદુક હતી તે સાહેબજીની છાતીમાં ચાંપી દીધી. વીંધાઇને સાહેબજી ભોંય પર પડ્યા. એ પળ પહેલાંની પ્રીતિભરી આજીજી એના ભક્તિમય, ભોળા મ્હોં

ઉપર એમ ને એમ છવાયેલી રહી ગઇ. લાગણી બદલવાનો એને વખત જ કયાં હતો ?

"દગો, દગો, દગો," કરતા કાઠીઓ એ ખુની ઉપર હાથ ઉગામવા તૈયાર થયા, ત્યાં તો હસતે મુખે મરતા મરતા સાહેબજીએ તરફડતી જીભે સમજાવ્યું કે " ના, મારી છેલ્લી ઘડી બગાડશો મા. "

મારતે ઘોડે રહીમજી રાણપુર પહોંચી ગયો.

સાહેબજીના મુડદાને દફનાવવા માટે એનાં ઠકરાણી ગાડાં જોડાવીને રાતોરાત રાણપુર આવ્યાં. પણ રહીમજી કહે કે એની કબર અમારા રાજવંશી કબ્રસ્તાનમાં ન હોય. આખરે એમને નોખી જગ્યાએ દફનાવવામાં આવ્યા. રહીમજીના ઝેરની સાક્ષી પૂરતી એ આરામગાહ હજુ પણ જૂદી પડેલી મોજુદ છે.

સાહેબજીના કુલ ગરાસ પર રહીમજીની આણ વર્તી ગઇ. સાહેબજીના એકના એક બેટા આલમભાઇનો જીવ પણ જોખમમાં છે, એવો વ્હેમ એની નિરાધાર વિધવા માતાને પડ્યો. આલમભાઇને કયાંય બહાર કાઢવામાં આવતો નથી.

માએ પુત્રને પૂછ્યું, "બેટા, આપણી બહેન માણેકબાઇને ઘેર વીરમગામ જઇશ."

બ્હેનને ઘેર જવાની હોંશમાં ને હોંશમાં આલમભાઇ ભૂલી ગયો કે પોતાની ઉમ્મર હજુ અગીઆર જ વરસની છે. એ બોલ્યો "માડી, ખુશીથી. ઘોડો આપો, હું જઇશ."

અગીઆર વરસના એકના એક દીકરાને અંધારી રાતે માએ મીઠડાં લઇને પરગામ વળાવ્યો. સાથે માણસ મોકલે તો શત્રુ ઓળખી જાય. એટલે આલમભાઇ રાત દિવસ એકલો જ પંથ કાપવા લાગ્યો, અને બ્હેનને ગામ પહોંચ્યો ત્યાં તો રાજબાળની ઓક્ય એંધાણી એના દિદાર ઉપર ન રહી.

બનેવી સાલેભાઇ વીરમગામના અમીર હતા. ડેલીએ આરબોની એવી ચોકી હતી કે અંદર પંખી પણ પેસી ન શકે. ચીંથરે-

હાલ આલમભાઇ ડેલીના ઓટા ઉપર બેઠા. જે અંદર જાય તેની સાથે કહેવરાવે કે "બ્હેનને મળવા છું એનો ભાઇ રાણપુરથી આવ્યો છું." સાંભળીને લોંડાં હસતાં જાય છે.

પણ બ્હેનની સાથે રાણપુરથી બે વડારણ ગઇ હતી. એણે આલમભાઇને ઓળખ્યો. સોનાની હીંડોળાખાટે હીંચકતી બ્હેનને ખબર આપ્યા કે "બા, ભાઇ આવ્યા છે, પણ બહુ બુરે હાલે બેઠા છે."

બીજાં ગોલાં હસીને બોલી ઉઠયાં કે "ઓલ્યો રાંકો ડેલીએ બેઠો છે એ બેગમ સાહેબનો ભાઇ ?"

બ્હેનને લાગ્યું કે મારા ભાઇએ મારી હાંસી કરાવી. ભાઇને મળવાની એણે ના કહી. ખાવા માટે સકોરામાં કઢી અને જુવારનો રોટલો મોકલ્યાં. આલમભાઇએ આંખના પાણી લુછીને રોટલાને પગે લાગી કહ્યું કે "હે અન્નદેવ ! બાપુએ મને શીખવ્યું હતું કે તમને ન તરછોડાય." બટકું રોટલો ખાધો, બાકીનો ત્યાં જ દાટયો, અને ઘોડે ચડી પાછો ચાલી નીકળ્યો.

પાછળથી બનેવી ગામતરેથી આવ્યા. એણે પોતાના સાળાને જાકારો મળ્યાની વાત સાંભળી. રાણીને ધિક્કાર દીધો. આલમભાઇની પાછળ સવારો દોડયા, પણ આલમભાઇ પાછો ફર્યો નહિ.

રાણપુર પહોંચીને માના હૈયા ઉપર માથું રાખીને દીકરો ખૂબ રોયો.

## ૨

"અમ્મા, આમ બીતાં બીતાં ઘરને ખુણે કયાં સુધી સંતાઇ રહું ? આજ તો ચોરે જવા દે. ખુદા જે કરે તે ખરૂં. મારી નાખશે તો છુટકારો થશે."

એ રીતે પોતાની માને મનાવીને આલમભાઇ આંબલીઆળે ચોરે દાયરામાં આવ્યો. એ ચોરાને બે પરશાળ છે. એક

પરસાળમાં રહીમભાઇનો દાયરો બેસતો, અને બીજામાં અભુભાઇ કુરેશીનો. બુઢ્ઢા અભુભાઇનું કુટુંબ પેઢી દરપેઢીથી આલમભાઇના કુળમાં દોઢસો દોઢસો ઘોડેસ્વારે રાખીને ચાકરી કરતું. આજ રાણપુર તાલુકો રહીમભાઇના હાથમાં ગયો છે, એટલે અભુભાઇએ રહીમભાઇની તાબેદારી સ્વીકારી નથી. એનું બેસણું પણ નોખું જ છે. એકાંતમાં બેસીને અભુભાઇ પાણીડાં પાડે છે કે "શું કરૂં ? મારી પાસે માણસો નથી. બુઢ્ઢાપાએ મારૂં બધું કૌવત હરી લીધું છે. નહિ તો મારો બાળ ધણી કાંઇ આમ રઝળે ?"

"આવ, બાપ આલમભાઇ, આવ, મારા ધણી !" એમ કહીને બુઢ્ઢા અભુભાઇએ આલમભાઇને ખોળામાં બેસાડી લીધા. એને માથે ને મોઢે પોતાનો ધ્રૂજતો હાથ ફેરવ્યો.

સામી પરસાળેથી રહીમભાઇ બોલ્યા, "ત્યારે તો તમારા ધણીને રાણપુરની ગાદીએ જ બેસાડોને મીંયાં ?"

"તમારા મ્હોંમાં સાકર, રહીમભાઇ ! એલા કોઇ છે કે ? જાઓ ઓરડેથી એક ચાકળો લઇ આવો."

ચાકળો આવ્યો. આલમભાઇનું કાંડું ઝાલીને અભુભાઇએ એને ચાકળે બેસાડયા, પોતાની તલવાર એના સામે ધરીને તાજમ કરી : "બાપુ, સલામ."

રહીમભાઇએ પણ સામો પરસાળે મશ્કરીમાં ઉઠીને કહ્યું કે "બાપુ ! સ...લ્લા...મ !"

અભુભાઇ બોલ્યો. "બાપુ, રહીમભાઇની સલામ લ્યો." આલમભાઇએ સલામ લીધી. તે દિવસે અભુભાઇને ઘેર લાપસીના રંધાડા ચડયા, ગામને અભુભાઇએ જમાડ્યું. આલમભાઇ અભુભાઇના રમકડા જેવા રાજા થયા !

તે વખતે સૌરાષ્ટ્ર ઉપર દામાજીરાવ ગાયકવાડની આણ ફરતી. દર વરસે દામાજીરાવ જમાબંધી ઉઘરાવવા આંહી આવતા. તેમને ધોળકાથી લઇ હરીણા નીનામા ગામ સુધી પહોંચાડવાની ફરજ રાણપુરના દરબારો ઉપર હતી. અભુભાઇ કુરેશી પોતાના

બાળરાજાને સાથે લઇને ધોળકે ગયા. જઇને દામાજીના ખોળામાં આલમભાઇને બેસાડીને બધી કથની કહી. દામાજી રાણપુર આવ્યા. એમની આજ્ઞાથી મરાઠાઓ રહીમભાઇને ગામમાંથી પગે રસી બાંધી ઢસડી કિલ્લામાં લાવ્યા. દામાજીએ પીઠ ફેરવી હુકમ દીધો કે "મારે એનું મ્હોં નથી જોવું. જાઓ, એને કાંધ મારો."

"ન બને, એ બને." કરતો જુવાન આલમભાઇ આડો પડ્યો. દામાજીએ કહ્યું કે "બચ્ચા, એણે તો તારા બાપને કાપી નાખ્યો છે. એના ઉપર દયા હોય ?"

"મહારાજ, મરેલો બાપ હવે જીવતો નહિ થાય. પણ મારા કાકાના મોતથી તો અમારી સો પેઢી લગી ઝેર જીવતું થશે. ગમે તેવો તો યે એ મારો કાકો છે."

રહીમભાઇને કેદી બનાવી લઇ જવામાં આવ્યા. રાણપુરની ચોવીસી પાછી આલમભાઇને ઘેર આવી. મહારાજે આલમભાઇના રક્ષણ બદલ રાણપુર ઉપર થાણું મૂક્યું. એના ખર્ચ બદલ આલમભાઇએ ગાયકવાડ સરકારને રાણપૂર આપ્યું.

આંહી આલમભાઇનો દિવસ ચડ્યો, ને વીરમગામમાં બ્હેનનો દિવસ આથમ્યો. સોનાની હીંડોળાખાટના મીઠા મીઠા કીચૂડાટ બંધ પડયા. લાજીને બ્હેનબનેવીએ રાણપુરનો આશરો લીધો. પોતાને મળેલા જાકારાનું એક પણ વેણ સંભાર્યા વિના આલમભાઇએ બ્હેનને 'અઢીઉં' નામનું ગામ આપ્યું, જે હજુ એના વંશજો ખાય છે.

૨

છુટો થયેલ રહીમભાઇ કિલ્લો લેવાની જ તજવીજ કરતો હતો. એના હાથનાં વઢવાણનો ઝાલો રાજા સબળસિંહ આવી પડ્યો. સબળસિંહને એણે સમજાવ્યું કે તને હું એક પહોરમાં રાણપુર જીતાડું. સબળસિંહની સ્વારી ચડી. સીમાડે બુંબાડ પડ્યા.

આલમભાઇ કિલ્લો છોડીને ગામમાં આવ્યા, વસ્તીને કહ્યું કે "પોતપોતાની પ્યારી વસ્તુ હોય તે લઇને કિલ્લામાં પેસી જાઓ."

વસ્તી કિલ્લામાં પેસવા લાગી. આલમભાઇ ગામના ચોકમાં અભય બનીને ઉભા રહ્યા. સબળસિંહની સેનાનો ડમ્મર ચડયો તોય આલમભાઇ ન ખસ્યા. ઘોડાના ડાબલા ગાજ્યા તો ય આલમભાઇ કોઇ ઓલિયા જેવી શાંતિથી ઉભા જ રહ્યા. એ કોની વાટ જોતા હતા ? એક ડોશીની ! ડોશી પોતાના ઘરમાં કોઇ કુરડીમાં પૈસા મુકેલા તે ગોતતી હતી, ને કહેતી હતી કે "એ બાપુ ! જરા ઉભા રહેજો ! જરા ખમજો !" આખરે સેના ગામમાં આવી પહોંચી ત્યારે જ ડોશી ગામમાંથી ખસી.

આલમભાઇને અને સેનાને ભેટંભેટા થઇ. સૈન્યને મોખરે અગરસીંગ નામનો સરદાર ચાલતો હતો. તેને જોઇને આલમ ભાઇએ પોતાના મછા નામના યોદ્ધાને કહ્યું,

"હે મછા ! તારી બરછી ફરી કયારે કામ આવશે ? માર અગરસીંગને."

પોતાના ધણીની છેલ્લી આજ્ઞા પાળીને મછો રાણપૂરની બજારમાં જ મોતની રાતીચોળ પથારી કરી સૂતો. આલમભાઇ અને એના સાથીઓએ કિલ્લાનું શરણ લીધું, ધબોધબ દરવાજા બંધ થયા.

સબળસિંહે રાણપૂર ગામમાં જ માટીનો કિલ્લો કરી મોરચા બાંધ્યા. આલમભાઇના કિલ્લાને તોડવાનું એનું ગજું નહોતું. એક દિવસ આલમભાઇ નાહાબારીએ થઇને ધોળકે પહોંચ્યા. દામાજી ગાયકવાડને વાત સંભળાવી. દામાજીનું સૈન્ય ચડયું. એ સાંભળીને સબળસિંહ રાણપૂરથી બે ગાઉ દૂર પોતાના નાગનેશ ગામના કિલ્લામાં જઇને ભરાયો. દામાજીરાવે નાગનેશને ઘેરો ઘાલ્યો, અને ગઢ તોડવા માટે અમદાવાદથી મહાકાળી ને મહાલક્ષ્મી નામની બે તોપો મગાવી. બળદનાં સો સો તરેલાં જોડાય ત્યારે જ તાણી શકાય એવી એ બે તોપો નાગનેશની નદીમાં આવીને અટકી ગઇ. પછી દામાજીરાવે બન્નેની પૂજા કરી. સીંદૂર અને ફુલ ચડાવ્યાં, તોપો સડેડાટ સામે કાંઠે ચડી.

તોપો વછોડવાનું મૂરત જોવરાવ્યું. બરાબર પ્હો ફાટવાનો સમય મૂરતમાં નક્કી થયો. દામાજીરાવે હુકમ કર્યો : "ધોળી ધજા લઇને ગામના ગઢ ઉપર ચડી ખબર આપો કે સવારે તોપો ચાલશે. ખબર આપો કે ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ ન વછૂટી જાય માટે કાનમાં રૂંઠનાં પુંભડાં કરીને ઘાલે. ખબર આપો બાળકોને, બિમારોને, બુઢ્ઢાઓને, કે થડકે નહિ."

બીજી બાજુ સબળસિંહને એક વધુ ખબર પડી. ગઢના ચારે કોઠાની અંદર થાળીઓમાં મગ મૂકાવ્યા હતા તે મગના દાણા એક દિવસ થરથરવા મંડ્યા. સબળસિંહ સમજ્યો કે દરબારગઢની નીચે સુરંગ ખોદાય છે. ઉપરથી બાંકોરૂં પાડી, પાણી રેડી, સુરંગને નકામી કરી નાખવા તૈયારી થઇ; પણ ગામની વસ્તીએ ખાણો કરી કરી જાર ભરી હતી તે ટળી જાય, માટે લોકોએ ના પાડી.

ભળકડું થયું. બધા કહે કે "મહારાજ, હવે તોપો વછોડો."

મહારાજ કહે "ના, હજુ ઝાડ ઉપર પંખી નીંદર કરે છે. એને ફડકો નહિ પડાવું. સૂરજને ઉગવા દો."

સૂરજ ઉગ્યો ને તોપો ગડેડી : ધુબ્બાંગ ! ધુબ્બાંગ ! ધુબ્બાંગ ! અને નાગનેશનો ગઢ ભાંગીને ભુકો થઇ ગયો. સબળસિંહ પકડાયો. એ ટાણે બે રજપૂતોએ એને પડખે ચડીને કહી દીધું કે "તમે તમારે કેદમાં જાઓ. અમે હમણાં વાણીઆને વેશે આવીને દામાજીને અને આલમભાઇને રેંસી નાખશું."

સ્નાન કરતાં કરતાં દામાજીએ હુકમ દીધો કે "સબળસિંહને ઝાડ નીચે લઇ જાઓ ને ઝાટકો મારો."

આલમભાઇએ ચીસ નાખી કે "મહારાજ, ન બને, એમ ન બને."

"કેમ ?"

"શેતરંજની રમતમાં જે લાકડાનો રાજા હોય છે, એને પણ મારવાની મના છે, તો પછી આ જીવતા જાગતા મનુષ્યાવતારીને— આ લાખોના પાળનારને કેમ મરાય, મહારાજ ?"

બંદીવાન સબળસિંહ જાણે પ્રભુની દયાનું અમૃત પીતો હોય તેમ આલમભાઇના મ્હોંની સામે જોઇ રહ્યો. દામાજીરાવનું દિલ પણ નરમ થયું.

ત્યાં તો બે વાણીઆ એક બીજાને ગાળો દેતા, મારપીટ કરતા, બૂમ બરાડા પાડતા ચાલ્યા આવે છે. મહારાજે જાણ્યું કે શેઠીઆ ફરીઆદે આવે છે. લગોલગ આવી પહોંચ્યા ત્યારે કૃતઘ્ની સબળસિંહે રાડ પાડી કે "મહારાજ ! આ દગો છે, મારા રાજપૂતો વાણીઆને વેશે તમને મારવા આવે છે."

દામાજીરાવ નહાતા હતા. શરીરે પૂરો પોશાક પણ નહોતો. આલમભાઇ પાસે પણ એક છરી યે નહોતી. રજપૂતો પોતાની જાંગમાં છુપાવેલી કટારો કાઢી મહારાજની સામે દોડ્યા. ત્યાં તો આલમભાઇએ દોટ કાઢી બેયની ગરદન અકેક હાથમાં ઝાલી, બેયનાં માથાં સામસામાં પટકીને ચૂરેચૂરા કરી નાખ્યા.

મહારાજ બોલ્યા કે "રંગ છે આલમભાઇ. અત્યાર સુધી હું માનતો કે તમે ફક્ત ઓલિયા છો. પણ ના, તમે શરીર પણ સાધી જાણ્યું છે."

આલમભાઇએ આસમાનની સામે જોઇને માથું નમાવ્યું.

"આલમભાઇ, મારો જીવ બચાવ્યો તેની જુગોજુગ યાદગીરી રહે, માટે તમારા ગામ આલમપૂરની જમાબંધી માફ કરૂં છું."

"મહારાજ, એમ થાશે તો ભવિષ્યમાં કોઇક દિવસ આપના વારસદારો મારા વારસદારોને કહેશે કે એ તો ધર્માદાનું અન્ન ખાય છે. માટે જમાબંધી કાઢી નાખવા તો નહિ દઉં."

આખરે આલમપુરની જમાબંધીના એક આંકડે રૂા. ચારસો બાંધી આપ્યા. તે જ જમા હજુ સુધી આબાદ છે.

આલમપુરનાં તોરણ બાંધીને આલમભાઇ ત્યાં રહેવા લાગ્યા. પણ રોજરોજ એની મીટ એક આદમી ઉપર મંડાઇ રહે છે. એ આદમી હતો ખોજો નામે એક હજામ. અબોલ ખોજો મુંગે મોઢે

પોતાના માલેકની ચાકરી જ કર્યા કરતો. પથારી પાથરતો, હોકો ભરી આપતો, મશાલ પેટાવતો, વાળુ કરાવતો.

ડાયરામાં આલમભાઇ કહેતા : "આ દુનિયા ફાની છે. મારી ગરૂરીને ખાતર મેં મારા નામનું ગામડું વાસ્યું છે. પણ મારાં સુખઃદુખોનો સાચો દોસ્ત આ હજામ શું જીંદગી ખતમ થયા બાદ ભુલાઇ જાશે ? મારા ભેળો ને ભેળો મુંગો મુંગો તડકાછાંયા વેઠનાર એ હજામ ભુલાઇ જાય તો પછી હું શા સમબથી યાદગાર રહું ? ખોજા ! તારા નામનું પણ એક ગામ વાસવું છે. આલમપર ને ખોજાપર ભેળાં જ બોલાશે. એક જ દમમાં તારૂં ને મારૂં નામ લેવાશે. તને હું નહિ તજું."

ડાયરાએ હાંસી કરી : "બાપુ, હજામના નામનું ગામ ! રાજરીત શું ઉધી વળી ગઇ ?"

"ખુદાની રીત જ ખરી છે ભાઇ ! ખાવંદની નજરમાં કોણ છે આલમભાઇ, ને કોણ છે ખોજો હજામ !"

આલમભાઇએ આલમપરની સામે જ ખોજાપરનાં તોરણ બાંધ્યાં. એ ગામ ખોજા હજામને દીધું. આજ પણ એ ગામ મોજૂદ છે.

૩

"**બાપુ** ! કિલ્લાની અંદર આજ ત્રણ દિવસથી કાંઇક ભેદ કળાય છે. દિવાલને કાન દઇને ઉભા રહીએ તો માલીપા રોવાના અવાજ આવે છે." શુકભાદર અને ગોમા, એ બે નદીઓની વચ્ચેના ટેકરા ઉપર ઉભેલા, સામા કાંઠાના કિલ્લા વિષે આવી વાત થઇ.

આલમભાઇના હાથમાં તસ્બી ફરતી હતી. એનો બીજો હાથ તૂર્ત જ સમશેરની મૂઠ ઉપર ગયો. બાતમી મળી કે કોઇક આખા કુટુંબ ઉપર, મરદ, ઓરત અને બાળબચ્ચાં ઉપર મરાઠો સૂબો સિતમ ગુજારી રહ્યો છે. સૂબાની બદલી થઇ છે. ગામના વાણીઆનું મોટું દેણું ચડેલું છે. વાણીઓ ઉઘરાણીએ ગયો, તો સૂબાએ ખાલી ખીસાં દેખાડ્યાં.

એટલે વાણીઆએ એક બાજુથી ડારો દીધો છે કે 'હું ઠેઠ વડોદરે જઇને દાદ માગીશ' ને બીજી બાજુ તરકીબ બતાવી કે 'આ જાય બોટાદનો લખપતિ વાણીઓ. પકડને રસ્તામાંથી, માગીશ તેટલું મળશે!' આ પરથી મરાઠા સુબાએ બોટાદના એક વેપારીને હાથ કર્યો છે. કિલ્લામાં પૂરીને મારપીટ શરૂ કરી છે. પણ વાણીઓ માનતો નથી. પછી બોલાવ્યાં છે એનાં બાયડીછોકરાંને. બાયડી અને બચ્ચાં ચોધાર પાણીડાં પાડતાં ઉભાં છે. સુબાએ તો ધમકી બતાવી છે કે "તારાં છોકરાંને કિલ્લા ઉપરથી નદીમાં ફગાવી દઇશ."

આલમભાઇ ઉભા થયા, પાછળ ચારે દીકરા પણ ચાલ્યા. નદીને કાંઠે આવીને આલમભાઇએ પાછા વળી કહ્યું: દીકરાઓ, "મારો આખો વંશ ચાલ્યો જવા નહિ દઉં. માટે બે જણા પાછા વળો."

લાખાજી અને ડોસુજી કચવાતા કચવાતા પાછા ગયા. તોગાજી અને બાપુજી સાથે ગયા. સુબાને કાનજી વાણીઆએ વાત પહોંચાડી દીધી કે આલમભાઇ આવે છે. સુબાએ અંદરનો ગઢ બંધ કરાવ્યો, અને આલમભાઇ પોતાના પુત્રો સાથે દોઢીમાં દાખલ થયા કે તૂર્તજ દોઢીના દરવાજાને બંધ કરી, અંદરથી ખંભાતી તાળું મારી, ગઢની હૈયારખી ઉપર થઇને દરવાન અંદર ચાલ્યો ગયો. દોઢીમાં કેદ થયેલા ત્રણે પરમારો ઉપર કિલ્લાના મોરચામાંથી બંદુકોનો મારો ચાલ્યો. ત્રણે જણા *ધાવાખાનામાં પેસી ગયા.

બંદુકોના ધુબાકા સાંભળતાં તો ગામમાં એક સ્વામી આવેલા તે પોતાના સાઠ ચેલાને લઇ આલમભાઇની વ્હાર કરવા બહાર નીકળ્યા. એ ભગવાં વસ્ત્રની પાછળ આખી વસ્તી નીકળી. કિલ્લાની બહારથી હાકલા પડકારા થવા માંડયા કે " બાપુ! મુંઝાશો મા. હમણાં બારણાં તોડીએ છીએ."

પણ એ તોતાંગ બારણાં કેમ કરી તૂટે!

*દોઢીના ચોકીદાર આરબોને કાવો કાઢવાની ઓરડીએ:.

અંદરથી ગોળીઓનો વરસાદ ઝીંકે છે, તેમાં થઈને દરવાજામાં જવું શી રીતે? આલમભાઇ મુંઝાય છે. તે વખતે દીકરો તોગોજી બોલ્યો "બાપુ, હું નાનપણમાં મસ્તી કરતો ત્યારે તમે કહેતા કે બેટા, વખત આવે ત્યારે જોર બતાવજે. આજ એ વખત આવી પહોંચ્યો છે. આપને મ્હોંએથી "ફતેહ" ઉચ્ચારો, ને પછી જુઓ, હું તાળું તોડું છું કે નહિ!

"જા બેટા, ફતેહ કર."

માથા ઉપર ગેંડાના ચામડાની ઢાલ ઢાંકી, હાથમાં તરવાર લઇ તોગોજી દરવાજામાં આવ્યો. અંદરથી ભડોભડ ગોળીઓ ઢાલમાં લાગી. પણ તોગાજીને ઇજા ન થઇ. પોતાના બે પગ ભરાવીને એણે દરવાજાના ખંભાતી તાળાને બે ભુજાથી એવું મરડ્યું કે આંકડીઓ નીકળી પડ્યો. ધબ દઇને તાળું નીચે પડ્યું, સાંકળ ખોલી નાખી, ને આખી મેદની 'મારો! મારો!' એવો દેકારો કરતી અંદર દોડી આવી.

'રંગ તોગુભા! રંગ તોગુભા!' કરતા જ્યાં બધા તોગાજી સામે જુએ ત્યાં તો તોગાજીની આંખોનાં બેય રતન બહાર લબ-ડતા હતાં, ને એને રૂંવાડે રૂંવાડે લોહી ટપકતુ હતું.'

"ભાઇને ઘેર લઇ જાઓ." એવા પોકારો સાંભળીને તોગોજી બોલ્યો કે "અંદર જે નિર્દોષો પૂરાણાં છે એને છોડાવ્યા વિના હું આંહીથી નહિ ખસું. હું આલમભાઇ પરમારનો દીકરો છું. આંહી જ મરીશ."

અંદર શું થઇ રહ્યું છે? એક આરબ સરદાર પોતાના સો સવારો સાથે કિલ્લામાં મહેમાન આવેલો. એની સો સાંઢયો બહાર દોઢીમાં બાંધી રહી છે. આરબોને બ્હીક લાગી કે ગામલોકો સાંઢયોને હાંકી જશે. સુબાને એણે કહ્યું કે "મારી સાંઢયોને અંદર લેવા દે, નહિ તો બંદુકો હાજર છે, હું ધીંગાણું કરીશ. મારી જીવ સાટેની મોંઘી સાંઢયોને હું નહિ ગુમાવું."

સૂબો ડર્યો. દરવાજા આડાં તલવારો, બંદૂકો ને ભાલાં ગોઠવ્યાં. પછી અધું કમાડ ઉઘાડ્યું. જ્યાં પહેલી સાંઢયને અંદર દાખલ કરી ત્યાં આલમભાઇએ સાંઢયની ઓથે રહીને પોતાનાં માણસો સાથે ધસારો કર્યો. સાંઢય ભાલાંમાં વીંધાઇ ગઇ. માણસો બચ્યાં. સૂબો ભાગ્યો. આલમભાઇએ સૂબાને પકડી, પછાડી, છાતી પર ચડી, તલવાર કાઢી કહ્યું કે "જો, આટલી વાર લાગે. પણ જા કમજાત ! તારે ખંભે જનોઇ ભાળીને હું ભોંઠો પડું છું !"

નિર્દોષ વાણિઆનાં બાળબચ્ચાંને છોડાવી પરમારો ઘેર ગયા. દીકરો તોગોજી ઝીંદગીભર અંધ રહ્યો.

ॐ

## દીકરો !

"આપા દેવાત ! આ તમ સારૂ થઈને હોકાની બજરનું પડતલું આણ્યું છે. ભારી મીઠી બજર હાથ પડી, તે મનમાં થયું કે આ બજરનો ધુંવાડો તો આપા દેવાતની ધુંટમાં જ શોભે."

એમ કહીને ભર દાયરામાં એક કાઠી આવી વચ્ચોવચ્ચ બેઠેલ એક પડછંદ પુરુષની સામે તમાકુનું પડતલું ધરે છે અને જાણે કોઈ ખંડિયાની પાસે નજરાણું લેતો હોય તેવો એ પુરુષ જરાક ડોકી હલાવે છે. એની સોનાના વેઢવાળી આંગળીઓ દાઢીના કાતર્યા ઉપર રમે છે.

ત્યાં તો બીજો કાઠી ઊભો થાય છે: "આપા દેવાત ! આ નવો નકોર હોકો ય હું ગંગા–જમની તાર મઢાવીને ખાસ તમ સારુ જ લાવેલ છું. સારૂં રાચ તો ઠેકાણે જ શોભે ને બા !"

થોડુંક મ્હોં મલકાવીને આપો દેવાત હોકાની ભેટ સ્વીકારે છે.

"–ને આ ઉનની દળી." એમ કહેતા બીજા ભાઈ આગળ આવે છે; "આપા દેવાત, તમારી ઘોડીને માથે આ મશરૂ જેવી થઈ પડશે. ઘોડીનું ડીલ નહિ છોલાય. ખાસ બનાવીને આણી છે હો !"

ચલાળા ગામના ચોરા ઉપર દરબાર ઓઘડવાળાનાં આઈને કારજે કાઠીદાયરો એકઠો મળેલ છે, ત્યાં તમામ કાઠીઓની મીટ ફક્ત ગુંદાળાના ગલઢેરા દેવાત વાંકને માથે જ ઠરી ગઈ છે. દેવાતને જ રીઝવવા સારૂ સહુ મથે છે. દેવાતની આંખ કરડી થાય એ વાતનો તમામને ફફડાટ છે. દેવાત વાંક જેનો દુશ્મન બને તેનું ગામડું ત્રણ દિવસમાં ટાંગ્રો બને.

આથેની એક થાંભલીને થડ ડીલ ટેકવીને એક આધેડ અવસ્થાનો મર્દ બેઠેલો છે. પછેડીની પલાંઠીભીડી છે. એની મૂછો ફરકી રહી છે. એના હોઠ મરક મરક થાય છે. પડખે બેઠેલા કાઠીને એ હળવે સાદે પૂછે છે કે "કાઠીઓમાં આ કઠીયદ્રાપણું કયારથી પેઠું ભાઇ ! જેની આટલી બધી ભાટાઇ કરવી પડે છે એવો માંધાતા કોણ છે આ દેવાત વાંક ?"

"ચુપ ભાઇ ચુપ ! આપા લાખા ! તું હજી છોકરૂં છો. તારું લાખાપાદર હજી દેવાતના ઘોડાના ડાબલા હેઠ પડ્યું નથી લાગતું. નીકર તું ય આપા દેવાતને તારી તળીની કેરીયું દેવા દોડ્યો જાત."

"હું ! મારા આંબાની કેરીયું હું દેવાતને ડરથી દેવા જાઉં ! ના, ના, એથી તો ભલું કે સૂડા પોપટ ને કાગડા મારાં ફળને ઠોલે. કાઠીના દીકરાઓ તો સહુ સરખા : કોણ રાંક ને કોણ રાણા ! આવી રજવાડી ભાટાઇ મારાથી તો ખમાતી નથી."

બોલનાર પુરુષનો અવાજ ઉંચો થયો. એના બોલ દાયરાને કાને પડયા. અને વચ્ચોવચ્ચ બેઠેલા વિકરાળ કાઠી દેવાત વાંકનું કાંધ એ વાતો કરનાર તરફ ઠરડું થયું. ધગેલ ત્રાંબા જેવી રાતી આંખ ફેરવીને એણે પૂછ્યું, "ઇ કોણ મૂછાળો ચાંદા કરે છે ત્યાં બેઠો બેઠો ? ઉઘાડું બોલોને બાપ !"

"આપા દેવાત વાંક !" આદમીએ થડકયા વિના જવાબ દીધો: "ઇ તો હું લાખોવાળો છું. ને ભણું છું કે કાઠીના દીકરા તો સહુ સરખા, છતાં ઉઠીને રજવાડી ભાટાઇ કરવા બેસી જાય, ઇથી તો આપા દેવાતને પણ દુ:ખ થાવું જોવે. હરખાવું ન જોવે."

"આપા લાખાવાળા ! તયેં તો હવે લાખાપાદર ફરતો ગઢ બંધાવજે બા !"

"તું તારે ચડી આવજે આપા દેવાત ! હું નાની ગામડીનો ધણી ગઢ તો શું ચણાવું ? પણ પાણીના કળશીઓ ભરીને ઉભો રહીશ. આપા દેવાતને શોભતી મહેમાનગતી કરીશ."

"લે ત્યારે લાખાવાળા !" એમ બોલીને દેવાત વાંકે પોતાની અંજળીમાં કસુંબો લીધો હતો તે ધરતી ઉપર ઢોળી નાખ્યો, ને કહ્યું, "લાખાપાદરને માથે જો હું મીઠાંનાં હળ હાંકુ, તો તો ગુંદાળાનો દેવાત વાંક જાણજે, નીકર—"

"હાં—હાં—હાં—ગઝબ કરો મા બા !" એમ કરતો આખો ડાયરો આડો પડયો. ધરડીઆ કાઠીઓએ દેવાતના પગ ઝાલીને કહ્યું "આપા, લાખોવાળો તો બાળક છે, એને બોલ્યાનું ભાન નથી. તમારે સમદરપેટ રાખવું જોવે."

"ના, ના, આપા દેવાત ! મારૂં નોતરૂં અફર જાણજે હો કે ?" એમ કહીને લાખોવાળો તલવારભાલો લઇને ઉઠી ગયો. ઘોડીએ પલાણીને નીકળ્યો. કહેતો ગયો કે "કાઠી તો સંધા ય સમવડિયા. કાઠીમાં ઉચનીચ ન હોય. પણ તમે સહુએ બ્હીબ્હીને દેવાત જેવા એક લૂંટારાની ખુશામદ માંડી છે. મારે તો દેવાતને કે દલ્લીના ધણીને નજરાણાં દેવાનો મોખ નથી. બાંધે એની તરવાર અને ગા વાળે ઇ અરજણ. એમાં ભેદભાવ ન હોય."

એટલાં વેણ સંભળાવીને લાખાપાદરનો ધણી રોઝડી ઘોડી હાંકી ગયો.

* * *

ચલાળા ગામથી ચાર ગાઉ ઉપર, બરાબર ગીરને કાંઠે શેલ નામની એક નદી ચાલી જાય છે. કાળા પત્થરોની એની ભેંકાર ઉંચી ભેખડો વચ્ચે ધીરાં ધીરાં ગરજતાં એના પાણી વહ્યાં જાય છે : જાણે કોઇ ભૂતાવળનાં છોકરાં માને ધાવતાં ધાવતાં હોંકારા કરી રહ્યાં છે.

એ વિકરાળ નદીને કાંઠે પંખીના માળા જેવડું નાનું, લાખાપાદર ગામડું છે. લાખાપાદરની ચોપાસ નદીઓ જ ચાલી જાય છે. ચોમાસામાં તો જાણે પાતાળ લોકની નાગ-કન્યાઓ પૃથ્વી ઉપર નાચ કરવા નીકળી પડી હોય તેમ અનેક ઝરણાં ફુટી નીકળે છે. સતજુગના ઋષિ જેવા એક જૂના

વડલાની છાંયડી નીચે, પત્થરની ભેખડમાંથી પાણીનો મોટો ધોધ પડે છે, એ ધોધની આસપાસ લોકોએ ગૌમુખ બાંધીને ગૌમુખી ગંગા સ્થાપ્યાં છે. પડખે જ શંકર બેઠા છે. ત્યાં કુદરતે એકસામટી ગુલાબી કરેણ ઉગાડી છે. આંબાની ઘટા જામી છે. નીચે એ ગૌમુખીને ઝીલનારો, કુદરત માતાએ જાણે માપી માપીને કંડારેલો નિર્મળ કુંડ આવેલો છે. નીચાણમાં ઉંડો ધરો છે. વડલા ઉપર મોરલા ટૌકે છે. ગૌમુખીનાં નીર ખળખળે છે, કુંડમાં નાની માછલીઓ તગતગે છે, ને ધુનામાં મગરો શેલે છે. કુદરતના રૂપમાં કોમળ અને વિકરાળ, બેય રેખા કેવી જુક્તિથી આંકેલી છે! એવે સ્થળે જન્મનારાં માનવી પણ એક વખત એવાં જ કોમળ અને વિકરાળ હતાં : શુરવીર ને પ્રેમી હતાં. એ ગામનાં તોરણ બાંધનાર જ આ લાખોવાળો. ધાનાણી શાખનો એ કાઠી હતો.

લાખાપાદર આવીને એણે ભાઇઓને ખબર દીધા કે પોતે દેવાત વાંકનું ભયંકર વેર વહોરેલ છે. સાંભળીને ભાઇઓ પણ થરથર્યા.

તે દિવસથી લાખોવાળો પરગામ જઇને રાત નથી રોકાતા. જ્યાં જાય ત્યાંથી ઝાલરટાણે તો ઝાંપામાં આવી જ પહોંચે.

એ વાતને તો છ આઠ મહિના થઇ ગયા. લાખાવાળાને લાગ્યુ કે બોજો કાં તો ભૂલી ગયો, ને કાં તો થડકી ગયો. એ રીતે મનમાંથી ફડકો ઓછો થયો.

એક દિવસ લાખોવાળો ચલાળે ગએલ છે. ઓઘડવાળાની ને એના ભત્રીજાની વચ્ચે તકરાર પતાવવાની હતી. સાંજ પડયે એણે રજા માગી. પણ ઓઘડવાળો કહે કે "આપા, આજની રાત તો નહિ જવા દઇએ. અને હવે કયાં દેવાત તમારી વાંસે ભમતો ફરે છે!" લાખાવાળો કચવાતે મને રોકાયો.

આંહી લાખાપાદરમાં શું થયું ? સાંજ પડી અને વાવડ મળ્યા કે "દેવાત કટક લઇને આવે છે." ગામનો ઝાંપો બંધ કરી, આડાં ગાડાં ગોઠવી, લોકો હથીઆર લઇ ઉભા રહ્યા. પણ

પોતાના મોવડી વિના લોકોની છાતી ભાંગી ગઇ. ઉલટાના લોકો તો આવું વેર હાથે કરીને વહોરી આવનાર લાખાવાળા ઉપર દાઝે બળી ગયાં.

દેવાતનું કટક પડ્યું. ઝાંપા ઉપર લાખાપાદરના કૈક જુવાન કામ આવ્યા. ઝાંપો તૂટ્યો. કટક ગામમાં પેસીને વસ્તીને ધમરોળવા મંડ્યું. નક્કી કર્યું હતું કે લૂંટ કરીકરીને સહુએ પરબારા ગામને સીમાડે કોઇ ઝાડ નીચે મળવું. તે પ્રમાણે સહુ ચાલવા મંડ્યા.

ગામમાં મસાણ જેવી શાંતિ છવાઇ ગઇ. દેવાત સમજતો હતો કે લાખો ઘરમાં સંતાઇ રહ્યો છે. એ લાખાવાળાના ફળીમાં જઇને હાકલા કરવા મંડ્યો કે "કાઠી ! બા'રો નીકળ, બા'રો નીકળ. તે દિ' તું કયે મોઢે બકી ગયો'તો !"

ઓરડામાં ઉભી ઉભી લાખાવાળાની સ્ત્રી થરથરતી હતી. એણે જવાબ દીધો : " આપા દેવાત ! કાઠી ઘરે હોત તો તો શેલને સામે કાંઠે તને લેવા આવત, સંતાત નહિ. "

ઉંચી ઉંચી ઓસરીની એક થાંભલીને ટેકો દઇને લાખાવાળાની દીકરી હીરબાઇ ઉભી હતી. પંદર વરસની ઉમ્મર થઇ હશે. દેવાતના પકડારા, લોહી–તરબોળ બાલો, કે લાલઘુમ આંખો એ છોકરીને મન જાણે કાંઇક જોવા જેવું લાગતું હતું–બ્હીવા જેવું નહિ. એ શાંત ઉભી હતી. અંધારી રાતે જોગમાયા જેવી લાગતી હતી. મોતની લીલા તો જાણે ખૂબ નિરખી હોય તેવી ઠરેલી એની મુખમુદ્રા હતી. પેલા વડલાની છાંયડીએ રમેલી; કછોટા ભીડીને ઝાડવે ચડેલીઃ ધરામાં ઢબીઢબીને વજ્ર જેવી એની કાયા બનેલીઃ શેલ નદીના ધૂનામાં એણે મગરમચ્છના મ્હોંમાંથી બકરૂં પણ છોડાવેલુંઃ ને હીરબાઇએ તો લાખાપાદરના ચોકમાં, શેલ નદીના કાંઠા ગુંજી ઉઠે એવો 'તેજમલ ઠાકોર'નો રાસડો યે કૈં કૈં વાર ગાયો હતો. ગાયું હતું કે

'ઉગમણી ધરતીના દાદા ! કોરા કાગળ આવ્યા રે,
"એ રે કાગળ દાદે ડેલીએ વંચાવ્યા રે.

"કાકો વાંચે ને દાદો રહ રહ રોવે રે,
"ઉપરવાડેથી તેજમલ ડોકાણું રે.

શીદને રોવો છો દાદા! શું છે અમને કેજો રે.
"દળકટક આવ્યું દીકરી! વારે કોણ ચડશે રે!

"સાત સાત દીકરાએ દાદો વાંઝીઓ કેવાણો રે!
"એમાં તે શું છે દાદા! અમે વારે ચડશું રે!"

દેવાતે જોયું તો ફળીમાં એ કન્યા ઉભી હતી તે થાંભલી પાસે જ એક વછેરો બાંધેલો. બાપ સગા દીકરાને ચડવા ન આપે એવો એ વછેરો હતો. લાખાવાળાનો આત્મારામ એ વછેરો! દેવાતે વિચાર્યું કે "આ વછેરો લઇ જઇને જગતને બતાવીશ; લાખોવાળો જીવશે ત્યાં લગી નીચું જોઇને હાલશે!"

પોતાના હાથમાં ભાલો હતો તે ઓસરીની કોરે ટેકવીને વછેરાના પગની પછાડી છોડવા દેવાત નીચે બેઠો. માથું નીચું રાખીને પછાડી છોડવા મંડ્યો. બરડો બરાબર દીકરી હીરબાઇના સામો રહ્યો.

ઓરડામાંથી મા કહે છે કે 'બેટા હીરબાઇ, આંહી આવતી રહે."

પણ હીરબાઇ શું જોઇ રહી છે? તૈયાર ભાલો, તૈયાર બરડો અને નિર્જન ફળીડું! વિચાર કરવાનો એને વખત નહોતો. એણે ભાલો ઉપાડ્યો; ત્યાં ઉભાં ઉભાં જ બે હાથે ઝાલીને એ જોગમાયાએ દેવાતના પહોળા બરડામાં ભાલાનો ઘા મૂક્યો. ભચ દેતો ભાલો શરીર સોંસરવો ગયો. દેવાતને ધરતી સાથે જડી દીધો.

નીચે ઉતરી, દેવાતની જ તરવાર કાઢી, હીરબાઇએ એને ઝાટકા મૂક્યા. શત્રુના શરીરના કટકા કર્યા. પછી માને બોલાવી કે "માડી, પછેડી લાવ્ય. ગાંસડી બાંધીએ."

દાણાની ગાંસડી બાંધે તેમ ગાંસડી બાંધીને ઓરડામાં મૂકી દીધી. કોઇને ખબર ન પડવા દીધી.

ધીમે ધીમે ગામમાંથી આખી ફોજ નીકળી ગઇ હતી. સહુને મન એમ હતું કે દેવાત તો મોઢા આગળ નીકળી ગયો હશે.

દીકરીએ તેજ ટાણે ગઢવીને બોલાવ્યા. કહે કે 'ગઢવા, ચલાળે જાઓ, ને બાપુને કહો કે પરબારા ક્યાંય ન જાય. આંહી આવીને એકવાર મારે મોઢે થઇને પછી ભલે દેવાતની સામે જાય, પણ પરબારા જાય તો મને મરતી દેખે."

ગઢવી ચલાળે પહોંચ્યા. દરબારે વાત સાંભળી કે દેવાતે ગામ ભાંગ્યું. લાખાવાળાને માથે જાણે સાતે આકાશ તુટી પડયાં!

"હવે હું શું મોઢું લઇ લાખાપાદર આવું? પરબારો શત્રુ-ઓને જ હાથે મરીશ."

પણ એકની એક દીકરીના સમ! ડાહ્યી દીકરી શા સારૂ બોલાવતી હશે! મારા સંતાનને મારૂં મોઢું કાળું કરવાની કુમતિ સૂઝે શું? કાંઇક કારણ હશે! જાઉં તો ખરો.

દરબાર ઘેર પહોંચ્યા ત્યાં ધીરેક રહીને દીકરીએ કહ્યું, "બાપુ, તમારે જાવું હોય તો ભલે, પણ કટક કોરૂં નથી ગયું. એક જણને તો મેં આંહી રાખ્યો છે."

એમ કહીને ઓરડામાં લઇ જઇને ગાંસડી છોડી બતાવી. લાખાવાળાએ મોઢું ઓળખ્યું. એ તો દેવાત વાંક પોતે જ.

દરબારનું હૈયું હરખથી અને ગર્વથી ફાટવા લાગ્યું, એણે દીકરીને માથે હાથ મૂકયો. એ બોલ્યો "કે બેટા! દુનિયા કહેતી'તી કે લાખાવાળાને દીકરી છે. પણ ના, ના, મારે તો દીકરો છે!"

"અને મુરખા દેવાત! વછેરાની પછાડી વાઢવા તું શીદ નીચે બેઠો! ઉભાં ઉભાં તરવારથી કાપતાં ન આવડયું! પણ તારાં અભેમાન કયાં ઓછાં હતાં!"

# ઢેઢ-કન્યાની દુવા

શિહોર ગામના દરબારગઢની ડેલીએ તે દિવસે બાપ-દીકરા વચ્ચે રકાઝક થઇ રહી છે. અઢાર વરસનો રાજબાળ આતાભાઇ ભાલે ને તરવારે તૈયાર થઇ ઘોડીના પાગડામાં પગ નાખી ચડવા જાય છે અને બુઢ્ઢા બાપુ અખેરાજજી એનું બાવડું ઝાલી મનાવી રહ્યા છે, કે " ભાઇ, એમ ન ચડાય. તારાથી ન ચડાય. તું મારે એકનો એક છો. તું ગોહિલ ગાદીનો રખેવાળ છો."

" બાપુ, બાવડું મેલી ઘો. હું પગે પડું છું, મેલી ઘો."

સોળ વરસની એની અવસ્થા હતી. પરણ્યા પછી પહેલી રાતે જેમ કન્યા શરમાતી શરમાતી કંથના ઓરડામાં આવતી હોય, તેમ જુવાની પણ આતાભાઇના અંગમાં ધીરે ધીરે પ્રવેશ કરી રહી હતી. હજુ ઘુંઘટ નહોતો ઉઘાડયો.

તે દિવસ બપોરે દરબારગઢની ડેલી ઉપરની મેડીમાં આતા-ભાઇની આંખ મળી ગઇ હતી. અચાનક ઉંઘમાંથી ઝબકી ઉઠયા. અને કેડોડામાં આવીને જોયું ત્યાં તો ડેલીએ એક બુઢ્ઢો અને એનાં બાળબચ્ચાં ધ્રૂશકે ધ્રૂશકે રોતાં હતાં. કુંવરે પૂછ્યું કે "એલા કોણ છો ?"

"અન્નદાતા, ઢેઢ છીએ."

"કેમ રૂવો છો ? "

"બાપુ, અમે આ નેસડા ગામમાં રહીએ છીએ. મારી દીકરીને *બરવાળે પરણાવી છે. બાઇ નાની છે ને જમાઇ બહુ કપાતર મળ્યો છે; બાઇને મારી મારીને અધમુઇ કરે છે. દુઃખની મારી દીકરી આંહી ભાગી આવેલી. વાંસેથી એને તેડવાં આવ્યાં તે અમે ન મોકલી, એટલે ઘેલાશાના કાઠી ઘોડે ચડીને આવ્યા ને હમણાંજ દીકરીને ઘોડે નાખીને બરવાળે ઉપાડી ગયા. બાપુ ! મારી પારેવડી જેવી દીકરીનું શું થાશે ? અમારો ઢેઢુંનો કોઇ ધણી ન મળે ?'

'અમારો ઢેઢુંનો કોઇ ધણી ન મળે !' એ વેણ જુવાન આતાભાઇના કલેજામાં સોંસરૂં પેસી ગયું.

"તારા ધણી બાપુ છે. રો મા." એમ કહીને એણે નોકરોને હુકમ કર્યો કે 'મારી ઘોડી હાજર કરો."

પોતે હથીઆર ધરીને નીચે ઉતર્યા. ઘોડીને પલાણ નાખવાની વાટ ન જોઇ.

ઉપર ચડે ત્યાં ગઢમાંથી બાપુ અખેરાજજીએ સાદ કર્યો કે "ભાઇ, ઉભો રહે." આવીને બાપુએ ઘોડાની લગામ ઝાલી લીધી. દીકરાનું બાવડું ઝાલ્યું. અખેરાજજીને એ એકનો એક દીકરો હતો. દરબારનો બુઢ્ઢાપો હતો.

કુંવર બોલ્યા, "બાપુ, અત્યારે મને રોકો મા, આ ઢેઢની છોકરીને અને મારે છેટું પડે છે. એ કહે છે કે અમારો કોઇ ધણી નથી."

"બાપ, તુંથી જવાય નહિ. હું ફોજ મોકલું."

"ના બાપુ, મારે એકલાને જ જવું છે."

"બેટા, એકલા ન જવાય. દુશ્મનો કયાંક મારી પાડે."

"બાપુ, છોડી દો. આપણે રાજા : વસ્તીનું રક્ષણ કરવા આપણે જાતે જ ચડવું પડે."

---

* ઘેલાશાનું બરવાળા

"ના, મારા બાપ, આખું કટક જાય, પણ તું નહિ. તું હજી બાળક છો."

આતાભાઇને બાપની મરજાદની હદ આવતી હોય એમ થયું. એના હોઠ ફફડવા લાગ્યા. એના મોઢા ઉપર લાલ લાલ લોહી ધસી આવ્યું. તોય બાપુ સમજ્યા નહિ ત્યારે એણે બાપનો હાથ ઝોંટી, ઘોડીને એડી મારી કહ્યું કે ખસી જા, ખસી જા ભગતડા ! એમ રાજ ન થાય !"

બાપ જોતા રહ્યા, ડાયરો "હાં હાં" કરતો રહ્યો. આતાભાઇની ઘોડીને જાણે પાંખો આવી.

જોતજોતામાં તો પંથ કાપી નાખ્યો. દૂર દુશ્મનોને દીઠા. બે અસ્વારો છે. એકની બેલાડયે બાઇ માણસ બેઠેલું છે. બાઇની ચુંદડી પવનમાં ઉડતી જાય છે. વગડામાં અબળા ધા ઉપર ધા નાખી રહી છે. બીજો અસ્વાર એની પાછળ ઘોડી દોડાવતો પોતાની ઝગઝગતી બરછી બતાવીને બાઇને ડરાવતો જાય છે, 'દેહનું કોઇ ધણી નહિ ! અબળાનું કોઇ ધણી નહિ!' એવી ધા સંભળાય છે. વગડામાં કામ કરતાં લોકો ઉભાં થઇ રહે છે અને વીલે મોંયે વાતો કરે છે કે "બાઇ ભાગેડુ લાગે છે."

સોળ વરસનો એકલવાયો આતોભાઇ આ ત્રાસ જોતો, ઘોડીને દબાવતો, વટોળિયા જેવો વેગ કરતો, લાલ ચટક મોઢે લગોલગ આવી પહોંચ્યો. ખળખળીઆ વોંકળાને વળોટી બરાબર સામા કાંઠા ઉપર ચડયો, હાક પાડી કે "હાં કાઠીડાઓ ! હવે માટી થાજો ! અબળાને ઉપાડી જાનાર શુરવીરો ! સૂરજના પોતરાઓ ! હવે માટી થાજો. હું આતોભાઇ !"

ત્યાં તો ઘોડાંનાં ભેટંભેટાં થઇ ગયાં. કાઠીડાઓ બરછીનો ઘા કરે તે પહેલાં તો આતાભાઇનો ભાલો એકની ઘોડીનાં તોરીંગના પાટીઆં વીંધીને પાર થઇ ગયો અને બીજાનું બાવડું તલવારને એક ઝાટકે ઉડાવી નાખ્યું.

કાઠીઓને જીવ બચાવવાની બીજી બારી નહોતી રહી. પોતાની છાતી સાથે બાંધેલા બંધ છોડી નાખીને અસ્વારે ઢેઢ-કન્યાને પડતી મૂકી દીધી. બેય જણા "ભાગો ! ભાગો !" બોલતા નીકળી ગયા.

કન્યા થરથર ધ્રુજે છે.

"બીહીશ મા હવે. હું આતોભાઇ તારી ભેરે ઉભો છું. આવી જા મારી બેલાડયે !" એમ બોલીને આતાભાઇએ બાઇનું કાંડું ઝાલ્યું. પોતાના પગનો પોંચો ટટાર કરીને કહ્યું કે "આના ઉપર પગ માંડીને આવી જા મારી વાંસે."

કન્યા ઉભી થઇ રહી. "બાપા, હું ઢેઢ છું, તમને આભડછેટ——"

"આભડછેટ કેવાની વળી ? તું તો અમારી બોનદીકરી છો. આવી જા ઝટ ઘોડી માથે. નીકર આપણે બેય આંહી ઠામ રહેશું. હમણાં કાઠીડાનું કટક આંબી લેશે."

આતાભાઇએ કન્યાને બેલાડ્ય લીધી. "હાં, હવે મારા ડીલને બરાબર ઝાલી રાખજે. નીકર પડીશ નીચી, ને મનેય પાડીશ. ઝાલ્ય, બરાબર ઝાલ્ય !" એવી બથ્થડ વાણી બોલતો આતોભાઇ ઉઘાડી સમશેરે વગડો ગજવતો પાછો વળ્યો. ઘોડીના સફેદ દૂધીઆ પૂછનો ઝંડો, કન્યાની ઓઢણી, અને જુવાન આતાભાઇની પાઘડીનું છોગું હવામાં ફરકતાં ગયાં.

મારગે એને પોતાના પિતાનું મોકલેલ કટક મળ્યું. કટકને મોખરે ઢેઢ-કન્યાને બેલાડય લઇને ઉઘાડી સમશેરે જ્યારે આતોભાઇ શિહોરની બજારે નીકળ્યો, ત્યારે હજારો આંખોનાં તોરણ થઇ રહ્યાં હતાં. આતાભાઇના આ પહેલા પરાક્રમ ઉપર એ હજારો નેત્રોની અંજળીઓ છંટાતી હતી. બાઇઓ દીકરીઓ આ વીરનાં વારણાં લેતી હતી. ઢેઢ-કન્યા તો એ નાટારંભ કરતી ઘોડી ઉપર બાપુને જોરથી ઝાલીને જ બેઠી રહી.

ડેલીએ ઉતરીને એણે કન્યાનાં રોતાં માવતરને દીકરી સુપ્રત કરી. બાપુ અખેરાજજીને બાળોરાજા પગે લાગ્યો. ગદ્દગદ્દ કંઠે ઢેઢ-કન્યાએ કહ્યું કે "બાપુ! હું નીચ વરણની નાર ઠરી. હું તુંને તો શું આપું! આંતરડીની આશિષ આપું છું કે તું જ્યાં ચડીશ ત્યાં તારી આવી જ ફત્તેહ થાશે."



## આઈ જાસલ

*"આ તેજણુ તરસે તલવલાંસ; થાળામાં બે કળહા પાણી નાંખાંસ બીન ?" [ આ તેજણ ઘોડી તરસે ટળવળે છે. થાળામાં બે કળશીઆ પાણી નાખીશ બહેન ? ]

"ભલેં, નાંખાંસ ભઈ!"

તેજણની તરસ છીપી ત્યાં લગી પનિયારીએ સીંચી સીંચી થાળામાં પાણી ઠાલવ્યું. તરસ છીપતાં ઘોડીએ મ્હોં ઉંચું કરી જોરથી હણહણાટી નાખી. કેમ જાણે એના ધણીને સાન કરી હોય કે "હવે હું તૈયાર છું!"

તેજણનો અસ્વાર તે કૂછડીનો મેર લાધવો હતો. લાધવો *બારાડીમાં પોતાનાં સગાંને મળવા ગએલો તે આજે કુછડી બણી પાછો વળ્યો હતો. રસ્તો કાટવાણા પાસે થઈને પસાર થતો હતો તેથી અત્યારે તે કાટવાણાના પાદર સુધી આવ્યો હતો. અને તરસી થએલી ઘોડીએ જોર કરી અસ્વારને ડેરવાવ તરફ લાવતાં તે વાવની નજીક આવ્યો હતો. તે સમયે પાણી ભરવા આવેલી પનિયારી તે ચારણીઆણી જાસલ હતી. અને તેને અસ્વાર સાથે ઉપર લખી વાતચીત થઈ હતી.

પાણી પાનારનું કરજ ચીટાડવા સારૂ લાધવે પાંચ કોરીઓ પનિયારીના પગ તરફ થોડે દૂર ફેંકી અને બોલ્યો : "લે બીન,

---

*જામનગરની હદમાં આવેલો બર્ડા પ્રાંતનો વિભાગ 'બારાડી' નામથી ઓળખાય છે.

તારા વીર લાખવાનો આ કમખો. જો ના પાડ તો તુંને આ તારા બહેના સહુમ છે."

પનિયારી બોલી : "લાખાભા, એની કાંઇ જરૂર નથ. મારે ઘરે પરભુનો પરતાપ છે. તમે સહુમ દીધા એટલે લાસાર, હું કમખો લાંસ; પણ એક વાતે. ખરા બપોરા થ્યાસ. એટલે શીરામણ કીધા વના બીનને ઘરેથી બહેએ ભુખ્યાં ના જવાય."

લાખવે ઘણી આનાકાની કરી, પણ ખરા ભાવના આગ્રહ પાસે છટકનાર કોણ છે? ધીમે ધીમે તેણે પોતાની ઘોડી જાસલની પાછળ હાંકી અને બેનને ઓરડે આવ્યો. એની ઓસરીની ચાંભલીએ ઘોડીને બાંધી અને જાસલે ઓસરીમાં નાખી આપેલા ચાકળા ઉપર તે બેઠો.

જાસલની ઉમ્મર આશરે વીસ વર્ષની હતી. એના અંગેઅંગમાંથી રૂપ નીતરતું હતું.

જાસલના પતિનું નામ ચારણ ધાનો બેડો હતું. જાસલ એ ધાના બેડાની નવી પરણેલી પત્ની હતી. પોતાની જૂની સ્ત્રી પુનસરીને પિસ્તાલીસ વર્ષ લગી કાંઇ છોરુ ન થયું ત્યારે ધાના બેડાએ પુત્રની લાલસાએ બે વર્ષથી આ નવું લગ્ન કર્યું હતું અને બન્ને શોકયો વચ્ચે સારો બનાવ ન રહેવાથી તેમને થોડે થોડે દૂર નોખાં નોખાં ઘરોમાં રાખી હતી. ધાનો મોટે ભાગે નવા ઘરનો અતિથિ હતો. પુનસરીને વિશેષ ઇર્ષ્યાનું કારણ આ પણ હતું. નસીબજોગે આજે ધાનો ઘેર નહોતો. કાંઇ કામે બહારગામ ગયો હતો.

જાસલે લીલાછમ રંગના, જાડા, બાજરાના બે રોટલા, તાંસળી ભરી દૂધ, ગટીઆ ગોળનું એક મોટું દડબું, અને ડુંગળીનું શાક —જે પહેલેથી તૈયાર જ હતાં તે પૂરે ભાવે પરોણાને પિરસ્યાં. લાખવો પણ પોતાનું પાઘડું સાંગામાંચી ઉપર મૂકી, કોગળા કરી તથા પગ ધોઇ ઓરડામાં જમવા બેઠો.

બસ, પુનસરીને જોઇતું હતું તેવું નિંદાનું કારણ મળી આવ્યું. "અલી એઇ, જો જો, એ લોંઠો કુણ સે? એ કુણને તાણ કરી

કરીને ફિરહે સે ?" એવી એવી ચર્ચા તેણે પાડોશણોમાં ચાલુ કરી. ચેપકાં જોવામાં ચતુર ચારણીઆણીઓનાં ટોળાં એકઠાં થઇ બિચારી નિર્દોષ જાસલની મનભાવતી નિંદા કરવા લાગ્યાં.

જમી રહ્યા પછી લાધવે બેનને ઘેર બે ઘડી તડકો ગાળ્યો.

બેનનું મફત ન ખવાય, એવી માન્યતાથી વિદાય થતી વખતે લાધવે જાસલના હાથમાં પચ્ચીસ કોરી મૂકી. પણ તે પાછી આપતાં જાસલ બોલી: "ભઇ, આ જગતમાં મહીઅરમાં મ્હારે કોઇ નથી. આજથી તું મ્હારો ધરમનો ભઇ ! જો સાચો ભાવ હોય તો કોઇ વસમી વેળાએ આવી ઉભો રહેજે, પરભુ તને ખેમ રાખે." એટલું બોલી સજળ નયને તેણે લાધવાનાં દુ:ખણાં લીધાં. દુ:ખણાં લેતાં મગફળી જેવી તેની કોમળ અંગુલીઓમાંથી ફુટેલા અનેક ટચાકા વિદાય લેતા લાધવાએ સાંભળ્યા. બેનને પગે લાગી લાધવો સ્વાર થયો. રવાના થતાં થતાં તેણે ટપકતે નેત્ર બહેન જાસલને હાથ જોડ્યા.

એ વખતે આઘે ઉભેલા સ્ત્રીઓના એક ટોળામાંથી ખડખડાટ હસવાનો અવાજ થયો.

પરનિંદા જેવું મીઠું જગતમાં બીજું શું છે ? પુનસરીએ પ્રસરાવેલી જાસલની નિંદા આખા ગામમાં ફેલાઇ ગઇ.

બે દહાડે ધાનો ભેડો ઘેર પાછો આવ્યો. તેને જોઇને એક સ્ત્રીએ હાસ્ય કર્યું, બીજીએ મોઢું મરડયું, અને ત્રીજીએ કાંઇક સ્પષ્ટ બડબડાટ પણ કર્યો. નાગણી જેવી વેરણ શોક્ય પુનસરીએ તો બધી વાત ચોકખેચોકખી ધાના ભેડાને કહી. ચારણનો મિજાજ હાથથી ગયો. તેના બળતા અંત:કરણમાં ધીનાંધડા ઠલવાયા.

ધાનો ભેડો એક તો બહારગામથી થાકયો પાકયો આવેલો, વગડાનો વા તો તેના માથામાં ભરાએલો હતો જ; તેમાં અધૂરામાં પૂરૂં આ દારૂણ વાત સાંભળી. એટલે "બાકી શું રહે ! ધુંવાંપુંવાં થએલો ચારણ હાથમાં ચાબખો લઇ ફાટી આંખે જાસલના મકાન તરફ ચાલ્યો.

બે દહાડાથી ન જોએલા, જીવ જેવા વહાલા પોતાના ઘર-વાળાનો સત્કાર કરવાને જાસલ સામી ચાલી; અને હસતે મુખે ઓસરીની ધાર પાસે આવી ઉભી રહી. પણ ત્યાં તો કાંઇ જ પૂછ્યા ગાછ્યા વિના વિકરાળ મુખમુદ્રાવાળા ભેડાએ તેના અંગ ઉપર ચાબખાનો પ્રહાર કર્યો. શરીરે સાપ વીંટાતો હોય તેમ 'ફડાક' અવાજ કરતો ચાબખો બે ત્રણ આંટા જાસલના કુમળા શરીર ઉપર વીંટળાયો. અને તેજ પ્રમાણે બીજા અને ત્રીજા ફટકાનું પણ થયું. જાસલની કનકવરણી કાયામાંથી લોહીની શેડો વછૂટી.

આ દૃશ્ય જોવા ચોગમ મેદની માતી નહોતી; અને તેમાં પણ આજે પુનસરીના હરખનો પાર નહોતો. એના મુખમાંથી "રાંડ વાલામુઇ, મેરને ઘરમાં ઘાલીને અમારૂં નાક વઢાવ્યું !" એવાં મેણાંનો વરસાદ વરસી રહ્યો હતો.

પહેલાં તો પવિત્ર જાસલ, પતિના અચાનક કોપનું કારણ સમજી શકી નહિ. પણ શોકયનાં વચનોએ તેને બધી વાત દીવા જેવી સમજાવી. એ આવેગમાં તે બોલી: "હે જગદંબા, હે માવડી, જો હું પવિતર હોઉં, તો તારા સાચના બે છાંટા મારા પર નાખીને મારૂં સતીપણું સાચવજે. આઇ, વધારે કાંઉં કહું ?"

આવો ઉચ્ચાર કરી એણે લોચનો બંધ કર્યાં. થોડી વાર લાગી તો તેનું અંગ સ્થિર જણાયું; પણ ધીમે ધીમે તેની મુખકાંતિમાં તથા સમગ્ર અંગમાં કંપનો તથા દિવ્યકાંતિનો સંચાર થયો. રૂપેરી ટોટીઓથી શોભતા તેના બન્ને કાનમાંથી કંકુનો વરસાદ વરસવા લાગ્યો.

આ અદ્‌ભુત પ્રભાવ જોતાંજ તમાસો જોવા ઉભેલી માનવ-મેદિની ઝંખવાણી પડી ગઇ; અને "આઇ, ખમૈયા કરો, અમે તમારાં છોરૂ છીએ, અમારી ભૂલ થઇ." "છોરૂ કછોરૂ થાય, પણ માવિતર કમાવિતર ન થાય." "વડાંને વકાર ન શોભે." "માવડી, તારે જે જોઇએ, તે માગી લે જગદંબા ! પણ અમારી ઉપર

અમીનો છાંટો નાખજે." ઇત્યાદિ વચનો બોલી પગે પડી જાસલને વિનવવા લાગી.

જાસલ બોલી: "તમારામાંથી કોઇ અસ્વાર ઝટ કૂછડીએ જાઓ, ને મારા ભાઇ લાધવાને કહો કે

સત ચડિયું શરીર, અધઘડી ઉભાયે નહિ;
માડી માયલા વીર, (તું) વહેલો આવે લાધવા!

[ હે લાધવા, મ્હારા શરીરમાં સત ચડયું છે; એટલે હવે સંસારમાં અધઘડી પણ ઉભાય એમ નથી. આ જાસલ તારી વાટ જુવે છે, તો હે માના જણ્યા વીરા, તું વહેલો આવ. ]

સળગી સમદર માંહ્ય, એકલ ઓલાણી નહિ;
કૂછડીઆ કુળ-ભાણ, વે'લો વળજે લાધવા!

[ હે ભાઇ! આ તો સમુદ્રનાં જળમાંથી જ્વાળા સળગી છે. એટલે કે મારા સગા ધણીના અંતરમાં જ શંકા ઉગી છે. મુજ એકલીથી એ લાહ્ય ઓલવાતી નથી. હે કુળભાણ કુછડીઆ, તું વહેલો આવજે. ]

અગર ને અબીલ, જાત્યું બે જૂજવિયું;
કૂછડીઆ કુળવીર, લેતો આવે લાધવા!
સસ્વાદીલું સગા, ભોજનમાં લઇ ભેળવીએ;
(તે) સોરંભી સગા, લેતો આવે લાધવા!

[તું આવ ત્યારે ખાલી ન આવતો. હું સતી થાઉં છું તો તેને લાયકનો સામાન પણ જોઇશે. જૂદીજૂદી જાતના હોવા છતાં પણ સાથેજ વપરાતાં અગર અને અબીલ જોઇશે. ભોજનમાં ભેળવાતું સ્વાદ અને સોડમ વાળું ઘી પણ જોઇશે. તે તમામ લેતો આવજે.]

આજ્ઞા સાંભળતાંજ ગામોટ ઘોડીએ ચડીને કુછડી તરફ ધાયો. લાધા મેરને મળ્યો, અને તેને બહેનનો સંદેશો કહ્યો.

પોતાને માટે બ્હેનને માથે આવી પડેલી આફતથી લાખવાના કોમળ કાળજામાં ભારે આઘાત થયો, પણ શું કરે ? બ્હેને મંગાવેલી સામગ્રી–મળી આવ્યાં તેટલાં અગરચંદનના કાષ્ટો, અબીલગુલાલના પડા, કંકુ, નાડાછડી, ચુંદડી, મોડીયો, શ્રીફળો અને ઘીના ભરેલા બે ડબ્બા નાખીને તેણે બે સાંઢડીઓ કાટવાણા ભણી વિદાય કરી. અને પોતે પણ સાચો કમખો લઇ પોતાની ઘરવાળી રૂપી સાથે ઘોડીએ ચડીને બેનનાં છેલ્લાં દર્શન માટે ચાલ્યો.

લાખવો કાટવાણે પહોંચ્યો, પણ આજે તે ગામનો રંગ બદલાઇ ગયો હતો. બે દહાડા પહેલા જોએલું નીરવ કાટવાણું આજે નહોતું. આજે તેમાં અનેક શરણાઇઓનો ચહચહાટ થતો હતો, અને અનેક ત્રંબાળુ ઢોલ ધ્રબુકી ધ્રબુકી દિગંતોને ડોલાવી રહ્યા હતા, મધઝરતે મીઠે ગળે સ્ત્રીઓ મંગળ ગીતો ગાતી હતી. સૌને મોખરે લાંબા અને છુટા કાળા કેશવાળી, વિશાળ લલાટમાં કેસરની પીયેળવાળી અને ભવ્ય મુખમુદ્રાવાળી જાસલ હાથમાં શ્રીફળ લઇ મંદ પગલે ચાલતી હતી. આજે એની ઠેકડી કરવાની તો શું પણ તેની તેજભરી કાંતિ સામે જોવાની પણ માનવીઓની તાકાત નથી. જાણે આરાસુરી જગદંબા સાક્ષાત પ્રગટ થઇ હોય તેવી તેની મુખમુદ્રા ઝળહળી રહી હતી.

ગામને પાદર સતી માટે ચેહ ખડકાણી છે. ત્યાં જવા તે નીકળી છે. આગળ તંબુરાના ઝણઝણાટ ને મંજીરાના ઠણઠણાટ સાથે ભકતમંડળનાં ભજનની ધુમ મચી રહી છે. આંધળાં, પાંગળાં, વાંઝીયાં, અને એવાં એવાં અનેક દુઃખીઆં સતીને રસ્તામાં આવી પગે લાગે છે, આશીર્વાદ મેળવી શાંતિ પ્રાપ્ત કરે છે,* અને સતી પોતાને માટે ગામ બહાર ખડકાવેલી ચિતાએ પહોંચવા આગળ ચાલે છે.

જાસલ ચિતા પાસે પહોંચી નહોતી ત્યાં તો લાખવો પત્ની સાથે ત્યાં આવી પહોંચ્યો. એની આંખમાં આજે શ્રાવણ ભાદરવો રેલી રહ્યાં હતાં.

સતીને પગે લાગતાં તે બોલ્યો, "આઇ, માફ કરજે. મારાં ગોઝારાં પગલાંએ તારી આ દશા કરી છે."

એને આશીર્વાદ અને સાન્ત્વન આપતી જાસલ બોલી, "ભાઇ, એવું ઓછું ના બોલ. તારાં પાવન પગલાંએ તો જગતમાં હું પાવન થઇને–અરે આઇ થઇને પૂજાણી. વળી મારા બન્ને લોક સુધર્યા. હવે હું માગું ત્યારે છેલ્લો કરિયાવર કરજે."

એક ચારણ બોલ્યો, 'આઇ જાસલ, શેર માટીની ખોટે મારા ભાઇ ભેડાએ તમને આણેલાં, પણ તમે તો સિધાવો છો, હવે મારા ભાઇની શી ગતિ ?"

આ વાણી સાંભળી જાસલ થંભી અને બોલી : "પુનસરી ક્યાં ? એને મારી પાસે લાવો."

શરમની મારી પુનસરી તો અત્યારે બાયડીઓના ટોળા પાછળ ક્યાંયે સંતાઇ ગઇ હતી. પોતાનું કાળું મ્હોં એ સતીને શી રીતે બતાવી શકે ? છતાં વકરાએલા વાઘની પેઠે છલંગ મારતો ભેડો સ્ત્રીઓના ટોળામાં ગયો ને પદપ્રહાર કરતો તથા ચોટલો ઝાલી ખેંચતો પુનસરીને તે જાસલ પાસે લઇ આવ્યો. વળી પોતાની ભૂલની પણ ક્ષમા માગતો હોય તેમ તે પાઘડીનો છેડો અંતરવાસ કરી સતી પાસે નીચે મુખે ઉભો.

ગંભીર સ્વરે જાસલ બોલી, 'ચારણ, પુનસરીને પુણશો મા. એ બિચારીનો વાંક શો ? વાંક મારાં નસીબનો. બેન પુનસરી, મારૂં વરદાન છે કે આજથી નવમે મહિને તારે ઘેર પારણું બંધાશે, ને ધણીનો વંશ રહેશે. પણ ભોળા ભરથાર ભેડા ! ખબરદાર, જો વંશ હલાવવો હોય તો હવેથી ડેરવાવનું પાણી અગરાજ (અગ્રાહ્ય) કરજો. એ મારૂં વચન છે."

વળી ઢોલ જોસથી ધડુસવા લાગ્યા. કાયરને પણ શુરવીર કરે એવા શરણાઇના સિંધુડા સ્વરો ચાલવા લાગ્યા ને "જે અંબે"-ના આકાશભેદી સ્વરો નીકળતાં ચારણપુત્રી જાસલ ચિતા પર ચડી. તેના ચરણોની દશે આંગળીઓમાંથી એક સાથે અગ્નિની

જવાલાઓ નીકળી ને તેણે ચિતાને ભડભડાટ પ્રજ્વલિત કરી. થોડીવારમાં સર્વભક્ષી અગ્નિદેવની રંગબેરંગી જવાળાઓ ભડક ભડક અવાજ કરી ચિતા પર ખેલવા લાગી, એવામાં ચિતા ઉપરની ઝુંપીમાંથી સતીનો સ્વર આવ્યો.

"વીરા લાધવા ! તું મારો સાત જન્મારાનો ભાઇ છે. બ્હીના વિના તું ચિતા પર આવ; ને બેનને છેલ્લીવારનો કમખો આપી પાછો સિધાવ."

ખરો મર્દ, પવિત્ર મેર લાધવો છલંગ મારી ચિતા પર ચડયો. પણ અગ્નિની જવાળા તેને ટાઢીબોળ લાગી. બેનના ખોળામાં તેણે શ્રીફળ, કમખો ને ચુંદડી મૂકયાં તથા બેનના પવિત્ર શરીર ઉપર ઘીનો હોમ કર્યો ને આંસુભર્યે નયને હાથ જોડી તે ઉભો રહ્યો.

સતી જાસલ બોલીઃ "ભાઇ, તને શું આપવું? તારે માયા-મિલ્કત છે, છૈયાંછોકરાં છે, ને લાજઆબરૂ પણ છે; પણ મારૂં વચન છે કે જે તારા કુળનો હશે તે કદિ સત નહિ ચૂકે."

"તથાસ્તુ બાઇ !" એટલો ઉચ્ચાર કરી રોતો રોતો લાધવો વગર આંચે ચિતા ઉપરથી નીચે ઉતર્યો.



## કામળીનો કોલ

"આ ગામનું નામ શું ભાઇ?"

"નાગડચાળું, ક્યાં રે'વાં ?"

"રે'વું તો મારવાડમાં. હીંગળાજની જાત્રાએ નીકળેલ છું બાપ!"

"ચારણ છો ?"

"હા. આંહી રાતવાસો રે'વું છે. કોઇ રજપુતનું ખોરડું છે આંહી ?"

"હા, હા, દરબાર સાંગાજી ગોડની ધીંગી ડેલી છે ને ગઢવા! પાધરા હાંકી જાઓ. કવિઓની સરભરા કરવામાં અમારા સાંગાજી ઠાકોરનો કચ્છમાં જોટો નથી, ગઢવા! હાંકો પાધરા."

એટલું કહીને રાતના અંધારામાં એ ગામનો આદમી સરી ગયો. ખૂણે ઉભો રહીને તાલ જોવા લાગ્યો. "આજ બેટાને બરાબર ભેખડાવી મારૂં. બેટો સાંગડો ગામ આખાના વાછડા ચારે, ને હું કોટવાળ તો યે મારા ત્રણ વાછડાની ચરાઇની કોરી માગી હતી દીકરે! આજ આ ગઢવો જો એને ભેટી જાય, તો એની ખરેખરી ફજેતી થવાની. ગઢવો મારવાડનો છે, એટલે મોઢું પણ જબ્બર ફાડશે, ને સાંગોજી દરબાર શું ચૂલા માયલી ચપટી ધૂળ આપશે? ગઢવો નખ્ખોદ પાનીઆનો લાગે છે, એટલે સાંગડાની ફજેતી આખી કચ્છમાં ફેલાવશે. આજ મારૂં વેર

વળશે. હું નાગડચાળાનો કોટવાળ!" એમ બડબડતો, મૂછો આમળતો એ આદમી અંધારેથી નજર કરતો ઉભો રહ્યો.

અંધારામાં ગાડું ઉભું રાખીને બારોટજી બૂમો પાડવા લાગ્યા કે "અરે ભાઇ! આંહી દરબાર સાંગાજી ગોડની ડેલી ક્યાં છે? કોઇ દરબાર સાંગાજીનું ખોરડું દેખાડશો? અમે પરદેશી છીએ."

એક નાનકડા ઝુંપડાનું બારણું ઉઘડયું. અંદરથી ભરવાડ જેવો મેલોઘેલો, ગંધાતો જુવાન બહાર આવ્યો. હાથનાં ધીંગાં કાંડાંમાં ફક્ત રૂપાનાં બે કડલાં પહેરેલાં. ગજ ગજ પહોળી છાતી હતી. મૂછો હજુ ફુટતી આવતી હતી.

"કોનું ઘર પૂછો છો?"

"બાપ! દરબાર સાંગાજી ગોડની ડેલી ક્યાં આવી?"

"આંહી કોઇ સાંગાજી દરબારની ડેલી તો નથી. પણ હું સાંગડો ગોડ નામનો રજપુત છું, ને આ મારો કૂબો છે. મારી બુઢ્ઢી મા છે. તમારે શું કામ છે?"

"ભાઇ! મારે દરબાર હોય તો યે શું. ને તું કૂબાવાળો રજપૂત હો તો યે શું? મારે તો રજપૂતને ખોરડે એક રાતનો ઉતારો કરવો છે. હું ચારણ છું. હીંગળાજ જાઉં છું."

"આવો ત્યારે." કહીને સાંગડે ગઢવીને ઝુંપડામાં લીધા. એની બુઢ્ઢી મા પાડોશીઓને ઘેર દોડી ગઇ. તેલ, ઘી, લોટ, ચોખા લઇને આવીને વાળુ રાંધવા માંડી. દરમીયાન સાંગાને ઓળખાણ પડી કે આ તો ભાદ્રેજ ગામના કવિ ઇસરદાનજી પોતે જ છે.

"આપ પંડ્યે જ ઇસરદાનજી! જેને કચ્છ, કાઠીઆવાડ ને મરધર દેશનાં માનવી 'ઇસરા પરમેસરા' નામે ઓળખે છે?"

હસીને ઇસરદાનજી બોલ્યા: "હું તો હરિના ચરણની રજ છું ભાઇ! જગત ચાહે તેમ ભાખે."

"કવિરાજ! તમારી તો કૈં કૈં દેવી વાતું થઇ રહી છે. એ બધી સાચી છે?"

"કઇ વાતું, બાપ ?'

"લોકો ભાખે છે કે તમે તો જુવાનીમાં જોગમાયા જેવાં કવિ–પત્નીને ઠાકરિયો વીંછી કરડાવ્યો ને મોત કરાવ્યું ?"

"જુવાનીના તોર હતા બાપ સાંગા ! હસવામાંથી હાણ્ય થઇ ગઇ. ચારણે મને વીંછી કરડયાની બળતરા થાતી દેખી મેણુ દીધું. મેં એને પારકાની વેદનાનો આતમ–અનુભવ કરાવવા સારૂ વનનો વીંછી લાવી કરડાવ્યો. ચારણીનો જીવ નીકળી ગયો."

"હેં દેવ ! આઇ પાછાં નગરમાં અવતરીને આપને મળી ગયાં એ વાત સાચી ?"

"બાઇ ! ઇશ્વર જાણે, ચારણી એની એજ હશે કે નહિ. મને તો એજ મોઢું દેખાણું. મને સોણુલે આવી'તી ચારણી."

"દેવ ! પીતામ્બર ગુરૂને તમે ખડગ લઇને હત્યા કરવા દોડેલા ને પછી પગમાં પડી ગયા, એ શી વાત હતી ?"

"બાપ ! હું પ્રથમ પહેલો નગરમાં રાવળજામની કચેરીમાં આવ્યો. રાજસ્તુતિના છંદ ઉપર છંદ ગાવા લાગ્યો. રાજભક્તિની એ કાવ્યમાં મારી બધી વિદ્યા ઠલવી દીધી હતી. કચેરીમાં રાવળ જામની છાતી ફાટતી હતી. પણ હર વખત દરબાર પોતાના કાવ્યગુણી પીતામ્બર ગુરૂની સામે જુએ, અને ગુરૂજી દરેક વખતે મારી કાવ્યને અવગણતા માથું હલાવે. એ દેખી દરબારની મોજ પાછી વળી જાય. મારાં લાખોનાં દાનના કોડ ભાંગી પડે. મને કાળ ચડયો. હું એક દિ' રાતે મારા એ વૈરીને ઠાર કરવા તરવાર લઇ એને ઘેરે ગયો. આંગણામાં તુળશીનું વન: મંજરીઓ મ્હેક મ્હેક થાય : લીંલું છમ શીતળ ફળીયું : ચંદ્રનાં તેજમાં આભકપાળા ગુરૂ, ઉઘાડે અંગે, જનોઇથી શોભતા, ચોટલો છોડીને બેઠેલાઃ ખંભા ઉપર લટો ઢળી રહી છે. ગોરાણી પડખે બેઠાં છે. ગુરૂના ઉઘાડા અંગ ઉપર સમશેર ઝીંકવા મારો હાથ તલપી રહેલ, પણ આ બેલડી દેખીને મારૂં અરધું હૈયું ભાંગી ગયું. પછી ગુરૂએ ગોરાણીને વાત કહી. કહ્યું કે 'ગોરાણી ! દરબારમાં

એક મરૂધરનો ચારણ આવેલ છે. શું એની વિદ્યાનાં વખાણ કરૂં ! એનાં કવિતછંદો સાંભળી મારાં ઉરનાં કપાટ તૂટી પડે છે. પણ હાય રે હાય ! ગોરાણી ! એવો સિદ્ધિવંત જુવાન કવિતાને મૃત્યુ-લોકના માનવી ઉપર ઢોળે છે, લક્ષ્મીની લાલચે રાજાનાં ગુણ-ગાનમાં વાપરે છે, એ દેખીને મારો આત્મા ધવાય છે. ઓહોહો ! એ વાણી જો જગત્પતિના ગુણગાનમાં વળે તો ? તો એ કવિના ચોરાશીના ફેરા તો પતી જાય, પણ જગતમાં યે પ્રભુભક્તિની પરમ કવિતા રચાઇ જાય. ગોરાણી ! એની હરેક કાવ્યથી સભા થંભે છે. રાજા રાવળ જામની છાતી ફાટે છે, રાજા મારા સામે જોવે છે, હું અસંતોષથી ડોકું ધૂણાવું છું, મારા મોળા મતને લીધે રાજાની મોજ મારી જાય છે ને જુવાન ચારણ મારા ઉપર બળીઝળી જાય છે. હું એને દુશ્મન દેખાતો હોઇશ. પણ ગોરાણી ! મારા મનની કોણ જાણે ? હું તો આવી રસનાને અધમ રાજસ્તુતિમાંથી કાઢીને ઇશ્વરભક્તિમાં વાળવા મથું છું.'

"બાપ સાંગા ! પીતામ્બર ગુરુનું આવું કથન સાંભળતાં જ મારાં ગાત્રો ગળી ગયાં. હું ન રહી શકયો. તુલસીની મંજરી-આળી ઘટામાંથી બહાર નીકળીને મેં દોટ દઇ તલવાર પીતામ્બર ગુરુને ચરણે ધરી. એના ખોળામાં માથું ઢાળ્યું, અને તે દિવસથી રાજસ્તુતિને મેલીને હરિભક્તિ આદરી, મારા હરિરસ ગ્રંથના પ્રથમ દોહામાં જ મેં ગાયું કે

> લાગાં હું પહેલો લળી, પીતાંબર ગુરૂ પાય
> ભેદ મહારસ ભાગવત, પાયો જેણ પસાય.

સાંગો ગૌડ આ બધી બીના સ્તબ્ધ બનીને સાંભળી રહ્યો. ત્યાં તો માએ વાળુ પિરસ્યું. સાંગાએ પોતાને ખંભે રાખવાની એક મેલી ઉનની કામળી પાથરીને ઇસરદાનજીને તે ઉપર બેસાડ્યા. કવિએ એ ગરીબની આછી પાતળી રાબછાશ કોઇ રાજથાળી કરતાં યે વધુ મીઠાશથી આરોગી.

જમીને ઇસરદાનજીએ કહ્યું, "ભાઇ, મારે નીમ છે કે એક વરસમાં એકજ વાર દાન લેવું. આજ તારી પાસે હાથ લાંબો કરૂં છું."

" માગો દેવ! મારી પાસે હશે તે બધું આપીશ."

"ફક્ત આ તારી ઉનની કામળી દે. એ પવિત્ર કામળી ઉપર બેસીને હું ઇશ્વરની પૂજા કરીશ."

"ભલે બાપુ! પણ મને એક વચન આપો."

"વચન છે."

"હું વિનવું છું કે હીંગળાજથી પાછા વળો ત્યારે આંહી થઇને પધારો; હું આપને માટે એક નવી કામળી કરી રાખીશ. આ તો જૂની થઇ ગઇ છે."

ઇસર બારોટ વચન આપીને હીંગળાજ ચાલી નીકળ્યા. આંહી સાંગાએ કામળીની ઉન કાંતવા માંડી. વગડામાં કોઇ નદીને કાંઠે વાછડા ચરતા ફરે, વાછડાને ગળે બાંધેલી ટોકરી રણક્યા કરે અને હરિનાં ભજનો ગાતો ગાતો સાંગો એની તકલી ફેરવી ફેરવીને ઉનનો ઝીણો તાંતણો કાંત્યા કરે છે. આઠે પહોર એના ઘટમાં એકનું એકજ રટણ છે કે "મારી આ કામળી ઉપર બેસીને બારોટજી પ્રભુની પુજા કરશે. બેઠો હું યે તરી જઇશ."

ચાર મહિને કામળો તૈયાર કરીને સાંગો બારોટજીની વાટ જોવા લાગ્યો. અને વાછડા ચોમાસાની વાટ જોવા લાગ્યા.

વાછડાને ચોમાસું તો આવી મળ્યું, પણ સાંગાને હજુ બારોટજી ન મળ્યા. એક દિવસ આકાશમાં મેઘાડમ્બર મંડાયો. વાવાઝોડું મચ્યું. મૂશળધાર મે વરસવા લાગ્યો અને ગામની નદી બેય કાંઠે પ્રલયકારી પાણીના કોગળા કાઢવા લાગી. સાંગો વાછડા લઇને સાંજ સુધી સામે કાંઠે થંભી રહ્યો. પછી એને લાગ્યું કે મારી મા ઝૂરશે. આ વાછડા આંહી ને આંહી થીજી જશે. ને હવે બહુ તાણ નથી રહ્યું. એમ વિચારી સાંગો વાછડાને હાંકી પાણીમાં ઉતર્યો. બીજા બધા વાછડા તો ઉતરી ગયા, પણ

સાંગાએ જેનું પૂછડું ઝાલ્યું હતું તે વાછડો મધવહેનમાં લથડયો. સાંગો તણાયો. કાંઠે ઉભેલા લોક પોકાર કરી ઉઠયાં કે "એ ગયો, એ તણાયો." પણ એને બચાવવા કોઇ ન પડયું. પાણીમાં ગળકાં ખાતો ખાતો સાંગો પૂરની વચ્ચેથી શું બોલે છે? એને બીજુ કાંઇ ન સાંભર્યું :

> જળ ડૂબન્તે જાય, સાદ જ સાંગરીએ દિયા,
> કહેજો મોરી માય, કવિને દીજો કામળી.

[પાણીમાં ડુબતો ડુબતો સાંગો સાદ કરે છે કે ઓ બાઇઓ! મારી માને કહે જો કે કવિરાજ આવે ત્યારે પેલી કામળી દેવાનું ન ભૂલે હો!]

> નદીઆં, વેળુ, નાગ: સાદ જ સાંગરીએ દિયા;
> તો'શો કાંઇ ત્યાગ, મન જોજો માઢવ તણું.

[નદીમાં કાંઠની વેળ આવી છે: ચારે તરફ સર્પો ફેણુ માંડી રહ્યા છે; છતાં તેની વચ્ચેથી સાંગો સાદ દે છે કે "કવિને કામળી દેવાનું ન ભૂલજો." એને બીજુ કાંઇ નથી સાંભરતું. હે સાંગા! કેવો તારો ત્યાગ? માઢવ રાજા રોજ ચારણોને લાખપસાવ દેતો, છતાં તારા દાનની તોલે એ ન આવે.]

> સાંગરીએ દીધા શબદ, વહેતે નદપાણી,
> દેજો હંસરદાસને કામળ સહેલાણી!

[વહેતા પૂરમાં તણાતાં તણાતાં સાંગે શબ્દ કહ્યા કે કવિ હસરદાનજીને મારી યાદી રૂપે એ કામળી દેજો.]

માને એટલો સંદેશો મોકલાવીને સાંગો અલોપ થઇ ગયો. નદીનાં મોજાં એને દરિયામાં ઉપાડી ગયાં.

થોડે દિવસે હસરદાનજી આવી પહોંચ્યા. દીકરા વિના ઝૂરતી ડોસીએ પોતાની પાંપણોનાં પાણી લુછીને કવિને રોટલો જમાડ-

વાની તૈયારી કરી. જમવા બોલાવ્યા. ઇસરદાને પૂછ્યું કે "સાંગો ક્યાં?"

ડોસી કહે "સાંગો તો ગામતરે ગયો છે. તમે જમી લ્યો, બારોટજી!"

ચતુર ચારણ ડોસીનાં આંસુ દેખી ગયો. એણે સાંગા વિના ખાવું પીવું હરામ કર્યું. ડોસીએ છેવટે કહ્યું કે "સાંગાને તો નદી–માતા તાણી ગઇ."

ચારણ કહે, "એમ બને જ નહિ. રજપૂતનો દીકરો દીધે વચને ક્દિ જાય કે?"

"અરેરે દેવ! સાંગો તો ગયો. આખું ગામ સાક્ષી છે. પણ જતાં જતાં તમને કામળી દેવાનું સંભારતો ગયો છે હો! પાણીમાં ગળકાં ખાતાં ખાતાં પણ એણે તો તમને કામળ્ય દેવાની જ ઝંખના કરી'તી."

"સાંગાના હાથથી જ કામળી ન લઉં તો હું ચારણ નહિ. ચાલો, બતાવો, ક્યાં ડુબ્યો સાંગો?"

ડોસી કવિને નદીને કાંઠે તેડી ગઇ, અને કહ્યું કે "સાંગો આંહીં તણાયો."

"સાંગા! બાપ સાંગા! કામળી દેવા હાલ્ય!" એવા સાદ કરી કરીને કવિ બોલાવવા લાગ્યા. દંતકથા કહે છે કે નદીના નીરમાંથી જાણે કોઇ પડઘા દેતું હતું. કવિને ગાંડો માનીને ડોસી હસતી જાય છે, વળી પાછી રોઇ પડે છે. ત્યાં તો નદીમાં પૂર ચડ્યું. પાણીના લોઢ પછાડા ખાઇ ખાઇ કોઇ રાક્ષસોની જેમ ગર્જના કરવા લાગ્યા. ફરી કવિએ સાદ દીધો કે "સાંગા! બાપ સાંગા! કામળી દેવા હાલજે, મારી કામળી! હરિની પૂજાને મોડું થાય છે!"

"આવું છું દેવ, આવું છું!" આઘેથી એવો અવાજ આવ્યો. જુએ ત્યાં એ જ વાછડાનું પૂછડું ઝાલીને સાંગો તરતો આવે છે. બહાર નીકળીને જાણે સાંગો ચારણને બાઝી પડયો. એના હાથમાં

નવી કરેલી કામળી હતી. કામળી સમર્પીને સાંગો ફરીવાર મોજાંમાં સમાયો. ઇસરદાને છેલ્લો દોહો કહ્યો :

દીધાંરી દેવળ ચડે, મત કોઈ રીસ કરે;
નાગરસાળાં ઠાકરાં, સાંગો ગોડ સરે.

[નાગરસાળાના હે ઠાકોરો ! તમે કોઇ રીસ કરશો મા કે હું સાંગાને એક કામળીને ખાતર એટલો બધો વખાણીને તમારો પણ શિરોમણિ શા માટે બનાવું છું. કારણ કે એ તો ખરેખરો દિલનો દાતાર ઠર્યો. દિલનો દાતાર હોય તેનું જ ઇંડું કીર્તિના દેવળ ઉપર ચડી શકે છે. આમાં દાનની વસ્તુની કિંમત નથી, પણ એક વાર મુખથી કહેલું દાન મરતાં મરતાં પણ દેવા માટે તરફડવું એની બલિહારી છે.]



# આંચળ તાણનારા !

"હાંકો, ઝટ હાંકો માલને. ચાંપ રાખો જુવાનો! વાંસે વાર વહી આવે છે."

એવા રીડિયા કરતા એક સો બોકાનીદાર જાડેજા જુવાનો ભેંસોના ધણ ઉપર લાકડીઓની ફડાફડી બોલાવતા ચારે બાજુથી તગડી રહેલ છે. ધ્રાંગધ્રા તાબાના ગામ નગરાથી ટીકર ગામને કેડે માલ વાળી જાય છે. રણની સપાટ ધરતી ઉપર ભેંસોના પડછાયા છવાઈ ગયા છે. ઝાઝવાંનાં જળ જામતાં આવે છે. ભેંસો સીધે માર્ગે ચાલતી નથી. પાછી વળવા મથે છે. ઘેરેથી પાડરૂના સાદ પડતા હોય એવી જાણે બૂમો આવે છે. મા બાળકને બોલાવતી હોય એવી વાંભ સંભળાય છે કે "બાપ ભગર!" "મોળી જીવ સાટાની ભગર!"

એ સાંભળીને આખા ખાડુમાંથી ચાર ભેંસોના કાન મંડાય છે. ચારેનાં પૂછ ઉંચાં થાય છે, ચારેના કંઠમાંથી કરૂણાભર્યા રણકાટ નીકળે છે, ને ચારે ભેંસો પોતાના માથા ઉપર વરસતી પરોણાની પ્રાછટમાંથી પણ મ્હોં ઉંચા કરીને નગરા ગામને માર્ગે મીટો માંડે છે.

"આ વાંસે ચસકા કોના પડે છે?" જાડેજાઓ કાન માંડીને સાંભળી રહ્યા.

"આ વાર નથી. સીમાડે કોઈક બાઈ માણસ ધા દેતું દોડયું આવે છે. એકલવાયું લાગે છે."

લૂંટારાઓ તળાવડીની પાળ વળોટે તે પહેલાં તો "ઉભા રો' બાપ! મારા વીરાઓ, જરીક ઉભા રો' !" એવા અવાજ દેતી ઓરત આંબી ગઇ. એના હૈયામાં શ્વાસ સમાતો નથી. રાતુંચોળ લોહી એના મ્હોં ઉપર છોળો મારી રહ્યું છે. વાળ વિખરાઇ ગયા છે. માથે ઓઢેલ ઉનનો ભેળીઓ ખંભે ઉતરી ગયો છે. આખો દેહ પરસેવે નહાઇ રહેલ છે.

ચાર ભેંસો એને દેખીને આકુળ વ્યાકુળ થઇ ગઇ. જાડેજાઓની ડાંગો ખાતી પણ એ ચારે આ બાઇની સામે દોડવા લાગી.

"બાપ ! મારા પિયર ! તમારૂં તો જાદવ કુળ : તમે જાડેજા માયલા પણ સાહેબ સાખના બેટડાઓ : તમારે ને ધ્રાંગધ્રાને વેર, એમાં મારી ગરીબ ચારણ્યની ભેંસો કાં હાંકી જાવ ? હું તો તમારી બીન વદું. અને મારો ચારણ પરદેશ વર્તવા ગયો છે. એ પાછો વળશે ત્યારે છાંટો છાશ વન્યા વાળુ શેણે કરશે ? આ ભીંસુનાં દૂધ તમ સાહેબ રજપૂતોનાં ગળાં હેઠ શે ઉતરશે ?"

પરદેશ ગયેલો પોતાનો ચારણ સાંભરતાં ચારણીના ભરજુવાન દેહ ઉપર લાલપ છલકી. ગાલ ઉપર આઠ આઠ ચુમકીઓ ઉપડી. રૂપનો સાગર જાણે પૂનમની સાંજરે હેલે ચડ્યો. બોકાનીઓને મોઢા ઉપરથી જરીક ખેસવીને સાહેબ જાડેજાઓ બોલ્યા "આઇ ! ટીકર આવજે. તમારી ભેંસું હશે તો કાઢી દેશું:. અટાણે આખા ખાડુમાંથી ક્યાં તારવવા બેસીએ ! અમારી વાંસે વાર વહી આવે છે."

"તમને ખમ્મા મારા વીર ! પણ મારા બાપ ! મારી ચારે ભગરને કાંઇ ગોતવી પડે ? જો આ ઉભી મારી હાથણીયું. એક હજાર ભેંસુંમાં ય નોખી તરી નીકળે ! મેં એ ચારેની બહુ ચાકરી કરી છે મારા બાપ !"

"ઠીક આઇ, તારવી લ્યો તમારી ચાર ભેંસું."

ચારણીએ એની ચારે ભગરીને નામ લઇ લઇને બોલાવી. કાન ફફડાવતીને પૂછડાં ઉલાળતી ચારે ભેંસો નોખી તરી ગઇ. પણ

ત્યાં તો રજપૂતોની આંખ ફાટી ગઇ. એ કાળી ભમર કાયાઃ ગળામાં હાંસડી આવી જાય એવી સાંકળ : *કપાળમાં ધોળી ટીલડીઃ અધમણુ દૂધે ભરેલાં આઉ : એવી ભેંસો કોને ગળેથી છૂટે ?

જાડેજાઓએ એકબીજાની સામે મીચકારા માર્યા. ફાટેલ જુવાનડા હતા તે બોલી ઉઠયા, "એ બાઇ, ઇ ચાર ભેંસુંનાં આંચળ કોણુ તાણુશે ખબર છે ? જે અમારી પાસે પોતાનાં આંચળ તણુાવતી હશે ઇ; બીજીના હાથ ભોંઠાં પડશે, ભોંઠા." બોલનારાઓની મેલી નજરો બાઇની છાતી ઉપર રમવા લાગી.

ચારણી થંભી ગઇ. એની જબરદસ્ત છાતીમાં જાણે ધમણુ ધમાવા લાગી. કાળી વાદળીમાંથી વિજળી ભબુકે તેમ કાળી કાળી એ આંખોમાંથી ઝાળ ઉઠી. સુકોમળ હાથે કમરમાંથી છરો કાઢીને એણે પોતાના બેય થાનેલા કાપી નાખ્યા. જુવાન રજપૂતોની સામે ફેંકીને કહ્યું કે "લ્યો, આ લ્યો બાપ, તાણ્યા કરજો, અને ધરાઇને દૂધ પીધા કરજો !"

છાતીએથી ધખ ધખ લોહીની બે ગૌમુખી વછુટી. રજપૂતો કાંપતા કાંપતા જોઇ રહ્યા. ચારણી ત્યાંથી ભાગી. ઘેર આવી, ગાડું જોડાવી એના ભાઇ કેશવદાસ રતનાની પાસે પહોંચી. જઇને કહ્યું કે "ભાઇ ! મારાં આંચળ તાણુવા આજ ટીકરના રજપૂતો આવ્યા'તા. તું ચોટીલે જાજે ને આપા મૂળુ ખાચરને બોનના ઝાઝા જુવાર કેજે."

એટલુ કહીને એણે થાનેલા ઉપર બાંધેલું લુગડું છોડી નાખ્યું. એના પ્રાણુ ત્યાં ને ત્યાં નીકળી ગયા.

બહેનના દેહને દહેન દઇને કેશવદાસ ચારણુ ચોટીલે ચાલ્યો.

ચોટીલા મૂળુ ખાચરને તો આખી પાંચાળ અત્યારે પૂજી રહી છે. લૂંટફાટ અને અત્યાચારના એ જુગમાં મૂળુ ખાચરની તો નાડી ધોઇને પેટપીડવાળી બાઇઓને પવાતી હતી. મૂળુ ખાચર

*સાંકળ=ગરદન. જે ભેંસની ગરદન બહુ ઝીણી હોય તેના શરીર ઉપર લોહી ખૂબ હોય.

ઘોડે બેસીને માર્ગે ચાલ્યા જતા હોય, ખરો ઉનાળો ખેરના અંગારા વરસાવતો હોય, અને એમાં જો કોઇ આવીને કહે કે "બાપુ, મારી ઘરવાળીને આડું આવ્યું છે" તો એ કાઠી ત્યાં ને ત્યાં થંભી જતો. તે જ જગ્યાએ ધાંસીઓ નાખીને હાથમાં સૂરજની માળા લઇ બેસી જતો; અને હોકાની ચલમમાંથી ચપટી રાખ નાખીને એ પાણી આપતો. આવનાર ધણી પોતાને ગામ જઇને એ પાણી પોતાની બાયડીને પીવાડે, અને પાછો જઇને દરબારને કહે કે "બાપુ, આડું ભાંગી ગયું," ત્યારે મૂળુ ખાચર એ તડકેથી માળા ફેરવવાનું બંધ કરીને પાછા ઘોડે ચડે. ત્રણ કલાકમાં જો આડું ભાંગ્યાના ખબર ન આવે તો પ્રાણ કાઢી નાખવા માટે તરવાર પણ તૈયાર રાખીને જ બેસતા.

એક વખત ઉદેપુરના રાણાને કોઢ નીકળ્યો. એણે મેવાડમાં વાત સાંભળી કે કાઠીઆવાડના દરબાર મૂળુ ખાચર પરનારીસિદ્ધ પુરુષ છે. એનું ન્હાએલું પાણી લાવીને રાણાજી ન્હાય તો કોઢ ટળે. રાણાનાં માણસો ચોટીલે પહોંચ્યાં. દરબારનાં માણસો સાથે મસલત કરી. દરબારનું ન્હાએલું પાણી એક દિવસ તાવડામાં ઝીલાઇને મેવાડને રસ્તે પડ્યું. પાછળથી મૂળુ ખાચરને એની ખબર પડી. એના પરિતાપનો પાર ન રહ્યો. એણે વિચાર્યું કે "હાય ! હાય ! રાણાનો કોઢ નહિ મટે તો જગતમાં મારે માટે શું કહેવાશે ! એ કરતાં તો મરવું શું ભુંડું ?" એ ઉદેપુર પહોંચ્યા. છાનામાના જઇને રહ્યા. લોકોને મોઢેથી જ્યારે એણે એ પાણી વડે રાણાનો કોઢ મટ્યાની વાત જાણી, ત્યારે એને નવો અવતાર આવ્યો. ચોટીલે પાછા વળ્યા.

એવા દેવતાઇ પુરુષને કવિ માનવીની સાથે કેમ કરીને સરખાવે ?

મૂળુ માનવીએ માણો કીં મીંડાવીએ;
આરસ ઇંદ્ર તણે, તું નર ખેવો નાગાઉત !

[ હે નાગ ખાચરના પુત્ર મૂળુ ખાચર ! આરસની દેવમૂર્તિ હોય તેને જેમ દેવ સાથે નથી સરખાવતી, તેમ માનવીને તારી

સાથે ન સરખાવાય. અર્થાત્, તારો દેહ માનવીનો છે, પણ તું પોતે તો દેવ છો.]

સીતેર વરસનાં શ્વેત રૂપેરી દાઢીમૂછે શોભતા મૂળુ ખાચર ગામતરે જતા હતા. ભેળા પંદર-વીશ અસવારો હતા. એમાં સામે રસ્તે આવતા કયાડી ઘોડીના અસવાર ઉપર એની નજર પડી. પૂછ્યું "ભાઇ, પાંચાળમાં ઉઘાડે માથે ભમનારો આ કોણ આવે છે? પાઘડી કે પનીયું કાંઇ કાં નથી કે બાંધેલ?"

અસવાર નજીક આવ્યો. ઓળખાયો: "આપા, આ તો કેશવદાસ ગઢવી."

"ગઢવા, રામ રામ! આમ ઉઘાડે માથે કાં?"

કેશવદાસે રામરામ ન કર્યા. એની આંખોમાં આંસુડાં હતાં. એણે દુહો ગાયો:

જોગાહર! જાચણ તણી, ધાર્યું કાન ધર્યે,
કાઠી! કટક કર્યે, મૂળવા! ટીકર મારવે.

"હે જોગા ખાચરના પૌત્ર મૂળુ ખાચર! યાચકની-ચારણની ચીસને કાને ધરજે. હે કાઠી! દળ કટક લઇને ટીકર ગામને રોળી નાખજે! પછી જ રામ રામ કરશું. પછી જ હું માથું ઢાંકીશ. આજ હું કયા શૂરવીરની લાજે માથું ઢાંકું? હાય હાય, મૂળુ ખાચર! પાંચાળમાં કોઇ સૂરજ-પૂતર નથી રહ્યો ત્યારે જ સાહેબ રજપૂતો વગડામાં અંતરિયાળ આપણી બેનદીકરીયુંનાં થાન ઉપર નજર નાખેને!

"કેશવદાસ, તમે આ શું બોલો છો?"

"આપા મૂળુ ખાચર! ઝાઝી વાર નથી થઇ. હજી કાલે સવારે જ મારી બોનના થાનેલા કપાણા. મરતી મરતી એ તારૂં નામ લેતી ગઇ છે."

કેશવદાસે આખી વાત વર્ણવી. મૂળુ ખાચરની આંખોમાંથી ઉનાં ઉનાં આંસુ દડી પડ્યાં. એનું કલેજું સડસડ્યું. "અરે હાય

હાય હાય ! કાઠી લૂંટફાટ કરે. કાઠી મારપીટમાં પાછું વાળીને ન જુવે. કાઠીનાં પાપ તો પાર વગરનાં. પણ કાઠીએ સ્ત્રીની જાતને જોગમાયા કરી સદા પૂજી છે. આજ પાંચાળને પાદર કચ્છી રજપૂતોએ કાળો કામો કર્યો. અમારી દેવભોમ લાજી. સતી પાંચાળીનું આ પિયરિયું શરમાણું. પણ કેશવદાસ ગઢવી ! આ લ્યો આ કોલ. ત્રણ દિ'માં જો હું ટીકરને તાવડામાંથી રોટલો ઉથલાવે તેમ ન ઉથલાવું તો જાણવું કે મૂળુખાચર સૂરજપુતર નહોતો. તો એનાં માવતરમાં ફેર જાણજે !"

"બસ આપા ! તો હવે કસુંબા પીએં."

કસુંબા લઈને મૂળુ ખાચર ગામતરે ન જતાં પાછા વળ્યા. પણ દૈવને કરવું છે તે એજ રાતથી આપાને માથાનો દુ:ખાવો ઉપડયો. તાવ ચડયો. ટીકર તો આઘેરૂં રહી ગયું, સ્વર્ગાપરના દરવાજા દેખાયા. પણ જીવ કેમેય કરીને જાતો નથી.

દીકરાએ પિતાની પથારી ઉપર બેસીને પૂછ્યું : "બાપુ ! જીવ કેમ જાતો નથી ? પાંચાળમાં સહુ ટાળો કરે છે કે મૂળુ ખાચર જેવો સતવાદી મોતથી ડરી ગયો. બાપુ, જીવતરમાં એવડી બધી શી મમતા રહી ગઈ ? "

" બેટા !" મરતા બાપે દીકરાને હાથ દાબીને કહ્યું : "તારો બાપ મોતથી ન ડરે. પણ મારા જીવતરનું એક કામ રહી ગયું. ટીકર મારવી હતી. પાંચાળીનાં થાન તાણવા આવનાર સાહેબ રજપૂતોના પ્રાણ તાણવા હતા. પાંચાળની દીકરીયુંનાં રૂપ આ રજપૂતોથી ન દેખી શકાયાં. હવે પાંચાળીઓ પોતાની દૂધેભરી ભાગીરથી જેવી છાતીયું ક્યાં સંતાડશે ?"

દીકરાએ આખી કથા જાણી લીધી. કહ્યું કે "બાપુ ! એમાં શી મોટી વાત છે ? બાપનાં કરજ તો બેટાઓ ફેડતા જ આવેલ છે. લ્યો, આ પાણી મૂકું છું કે તમારૂં તેરમું કરીને ચૌદમે જ દા'ડે ટીકર માથે મીંડાંનાં હળ જોડાવું. "

" બસ બાપ ! "

"ત્યારે કરો સદ્ગતિ."

મૂળુ ખાચરનો જીવ ચાલ્યો ગયો. એના કારજ ઉપર સોરઠની ત્રણે પરજોના કાઠીઓ ભેળા થયા. દાયરાને જમાડી જૂઠાડી તેરમાની સાંજે આપા મૂળુના પુત્ર સહુને ટીકરના રાજપૂતોનું પાપ જાહેર કર્યું. તમામ કાઠીઓએ ત્યાંથી પરબારા જ ટીકર ઉપર ચડવાનો ઠરાવ કર્યો.

મોડી રાતે સહુ સૂતા. તે વખતે મૂળુ ખાચરના બુઢ્ઢા ચારણે છાનામાના ગઢમાં જઇને જુવાનને કહ્યું :

"બાપ, વાંસેથી જગત વાતું કરશે."

"શી વાતું, દેવ?"

"કે બાપને વચન આપતાં વખતે તો એકલો જશ ખાટી ગયો, અને અંતે બાયલો ત્રણ પરજુંની મદદ લઇને ગયો!"

"દેવ! તમારાં વેણ એક લાખ રૂપીઆનાં." પ્રભાતે ઉઠીને એણે મહેમાનોને કહ્યું કે "હમણાં તો સહુ ટીકર પધારો. પછી ટીકર ભાંગવાનો દિવસ ઠરાવશું."

ત્રણે પરજ વીંખાઇ ગઇ. દીકરો એકલો પોતાનાં જ ઘોડાં લઇને ચડ્યો. ટીકર ભાંગ્યું, અને કેશવદાસને ઢાંકણીયું ગામ દીધું.



## મોત સાથે પ્રીતડાં

આશરે ત્રણસો વરસ પહેલાં પાલીતાણાની ગારીઆધાર વાળી ગાદી ઉપર કાંધાજીના કુંવર સવાજી ગોહિલ રાજ કરતા હતા. અઢારેક વરસની અવસ્થા હતી. લોહીના ટીપેટીપામાંથી જુવાની પોકાર કરતી હતી કે "મને રમવા દે; મોતની સાથે રમત રમવા દે." જુવાનીમાં જ મોતની સાથે પ્રીતડી બાંધવાનો એ શૌર્ય–જુમ ચાલતો હતો.

એક દિવસ કચેરીમાં દરબારના વૃદ્ધ મામાને દમ ચડ્યો. ઉધરસ ખાતાં ખાતાં એના મ્હોંમાંથી લાળ પડી ગઇ. સવાજીએ મ્હોં મલકાવી કહ્યું કે "અરે મામા, ગઢપણમાં ય માણસને જીવવું શે ગમતું હશે ? આ દમ ચડે, નાકે લીંટું વહી જાય, મોઢે લાળું વરસે, એમાં હવે શી મઝા પડે છે ?"

મામા બોલ્યા કે "ભાઇ, શું કરવું ? મોત આવે ત્યારે જ છુટકારો થાય ને !"

"મોત તો આપણે બોલાવીએ ત્યારે હાજર જ છે ને મામા ! ઇશ્વર ક્યાં આડો હાથ દેવા આવે છે ?"

"એ તો વાતો થાય બાપ ! પ્રાણ કાઢી નાખવા એ કાંઇ રમત વાત છે ?"

"ના મામા ! વાત નહિ. સાચું કરી બતાવું. લ્યો, આ પ્રતિજ્ઞા છે કે ત્રીસ વરસે મારે દેહ પાડી નાખવો."

આખી કચેરીનાં મ્હોં કાળાં પડી ગયાં. સહુ સમજતા હતા કે સવાજીની પ્રતિજ્ઞા એટલે લોઢે લીંટી. મામાને મરવા જેવું થઇ પડ્યું.

સવાજીનાં બ્હેન સાસરે હતાં ત્યાં એને ખબર પડી. બ્હેન ગારીઆધાર આવ્યાં. ભાઇની પાસે કાપડાની માગણી કરી. ભાઇ કહે "બોલો બ્હેન, જે માગો તે આપું."

"ભાઇ, હું માગું છું કે તું પાંચ વરસ વધુ દેહ રાખ્ય."

હસીને સવાજી બોલ્યા, "અરે બ્હેન! મુરખી! પાંચ વરસ વધારે જીવું તો તો તારી પાસેથી ઉલટું કાપડું લીધું કહેવાય. માટે જા, મારાં ત્રીસ વરસમાંથી પાંચ વરસ તને કાપડામાં કરૂં છું. એટલે હવે હું ત્રીસને બદલે પચીસ વરસે દેહ પાડીશ."

ધ્રૂશકે ને ધ્રૂશકે રોતી રોતી બ્હેન ચાલી ગઇ. ભાઇનું બોલ્યું કોઇથી ફરે તેમ નહોતું. બ્હેન ભાઇને બરાબર ઓળખતી હતી. મોતની વાત જોતાં જોતાં સવાજીનાં વરસ વીતવા લાગ્યાં, પણ ધીંગાણાંનું ટાણું જ ન આવે. ઘણે ઘણે ઠેકાણે જઇને મસ્તી કરી આવે, પણ કોઇ એની સાથે લડવા જાય નહિ. પછી પોતાના વાવડી ગામને પાદર ડુબાણીઓ નામે એક મોટો ભયંકર કુવો છે તેના ઉપર એક વેંત પહોળું પાટીઉં મુકાવીને પોતે પાટીઆ ઉપર ઘોડો હાંકયો; એમ સમજીને કે પાટીઆ ઉપરથી ઘોડો લથડે એટલે કુવામાં ડુબીને જીવ કાઢી શકાય; કારણ કે જુદ્ધ મળતું નથી; અને આપઘાત કરવા કરતાં આવી રમત રમવામાં જ ઉકલી જવું વધું સારૂં. પણ તેમાં ય ઘોડો ન લથડયો,

પછી સવાજીએ એક દિવસ ભાદરને કાંઠેથી જેતપૂરના કાઠીઓની કાઠીઆણીઓનું હરણ કર્યું. બાઇઓને ગારીઆધાર લાવીને સગી બ્હેનોની રીતે રાખી.

ગારીઆધારને પાદર એક દિવસ કાઠીઓની જંગી ફોજ આવીને ઉભી રહી. સવાજી પણ રણસાજ સજીને હાજર થયા. સામસામી બે હાર કરીને કાઠીઓની ફોજ ખુલ્લે શસ્ત્રે ઉભી હતી.

સામે ઊભા રહીને સવાજીએ કહ્યું : "શુરવીરો, સાંભળો ! તમે બરાબર તરવાર વાપરજો. તમારી ફોજ સોંસરવો હું મારો ઘોડો દોટાવવાનો છું. તમારી બાઇઓને મેં મન વચન કાયાથી માબ્હેનો ગણી છે કે નહિ તેની સાબીતી બતાવું છું."

એમ કહીને એણે કાઠીઓની ફોજ વચ્ચે પૂરપાટીએ ઘોડો નાખ્યો. ઉપર તલવારોની ઝીક બોલી. પણ સત્યવાદી ઘોડેસ્વાર સાવ કોરેકોરો સામે કાંઠે નીકળી ગયો. કાઠીઓની તલવાર સામસામી જ અથડાઇ.

સામે પડખેથી ફરીવાર સવાજી બોલ્યો કે "શુરવીરો ! આખા જગતની બાઇઓને મેં મન વચન કાયાથી માબ્હેન ગણી છે કે નહિ તેની પણ સાક્ષી હવે જોજો." એમ કહીને પાછો ફોજ વચ્ચે ધસ્યો. ખડીંગ ! ખડીંગ ! ખડીંગ ! કાઠીઓની તલવારો સામસામી અફળાઇ. સવાજી સહીસલામત પાર નીકળી આવ્યો.

પછી એ બોલ્યો, "હવે તો આવે ઉજળે લુગડે જ જીવતર પાર કરી જવામાં મઝા છે. આવો, શુરવીરો ! સ્વર્ગને માર્ગે મને વળાવવા આવો."

એકલો સવોજી આખી ફોજ સાથે લડીને મરાયો. આજ કવિ એનાં બિરદ ગાય છે કે,

> કાંધાઉત સવે અખીઆત કીધી.
> જુગો જુગ વંચાણી ખ્યાત જાકી.
> કુવા પર હાંકીયો અસવ જીવ તરણું કરી.
> મુવો વરસ પચીસે ગોહિલ માંકી.

[કાંધાજીના પુત્ર સવાજીએ એવું કામ કર્યું કે એની કીર્તિ જુગોજુગ વંચાય છે. જીવતરને તરણા જેવું ગણીને એણે કુવા ઉપર અશ્વ હાંકયો, અને આખરે પચીસ વરસે એ મર્યો.]

# કરપડાની શૌર્યકથાઓ

## ૧. 'સમે માથે સુદામડા'

પહેલો પોરો રેનરો, દીવડા ઝાકમઝોળ,
પિયુ કંટાળો કેવડો, ધણ કંકુની લોળ.

જુવાન કાઠી જુગલની મિલન–રાતનો એવો પહેલો પહોર હતો. દીવડો ઝાકમઝોળ બળે છે. બાવીસ વરસનો મામૈયો ખાચર–પાંચાળના ડુંગરામાં રમી રમીને રાતોચોળ બનેલો કાઠી જુવાન એ રાતે કોઇ સુગંધી કેવડા સમો ફોરે છે, એને રોમેરોમેથી પહાડની જુવાની મ્હેકે છે, અને હજી પરણીને તાજી ચાલી આવતી કાઠીઆણી પિયુ ભેળી હીંગળોકીએ ઢોળીએ બેઠી બેઠી કંકુની પૂતળી જેવી દિસે છે.

વાતો કરતાં કરતાં ઓચીંતાની કાઠીઆણી ઓઝપાઇ ગઇ. એનું મ્હોં કાળું પડી ગયું. મામૈયા ખાચરે પૂછ્યું "શું છે? કેમ ચકળ વકળ જુઓ છો?"

"કાઠી! મને આ ઓરડામાં કોઇક ત્રીજા જણનો ઓછાયો પડ્યો લાગ્યો."

"લે ગાંડી થા મા ગાંડી! કો'ક સાંભળશે તો તને બીકણ કહેશે. આંહી કોની મગદૂર છે કે પગ દઇ શકે? ડેલીએ મારો સાવઝ લાખો કરપડો ચોકી દઇ રહ્યો છે."

કાઠીઆણી નવી પરણીને ચાલી આવતી હતી. બહાદુરની દીકરી હતી. બ્હીકણુ ગણાઇ જવાના ડરથી એ ચૂપ રહીને પતિની સોડયમાં સુઇ ગઇ. પણ એની આંખો ઘણી લાંબી વાર સુધી ઓરડાની દિવાલો ઉપર ફરતી રહી. ઓરડો જાણે હસતો હતો.

અસલમાં કાઠીઓના ઓરડાની અંદર એક પછીતની પડખો—પડખ બીજી પછીત ચણાતી. વચ્ચે રહેલ પોલાણને પછીતીયું કહેવાતું. મોયલી પછીતમાં નાનું એક બારણું રાખતા અને એ બધું ગુપ્ત રહે એટલા માટે આખી પછીતે ચાકળા, ચંદરવા, તોરણ અને વાસણની રૂપાળી માંડ માંડી દેતા. કાઠીઆણીને જેવું ઘર શણગારતાં આવડયું છે એવું બીજું કોણે શણગારી જાણ્યું છે? એ ગાર કરે છે ત્યારે કોણ જાણે એના હાથમાંથી કેવા કેવા રંગ નીતરે છે! એના ઓળીપામાં જે સુંવાળપ ઝળકી ઉઠે છે તે એની હથેળીઓની સુંવાળપ હશે? કે એના હૈયાની? ચાકળા–ચંદરવાનું ઓઢણું ઓઢીને જાણે ચારે ભીંતો હસતી લાગે છે. પણ એ ભીંતોના અંતરમાં શું છે? કાળું ઘોર પછીતીયું!

જોઇ જોઇને થાકેલી એની આંખો મળી ગઇ. મામૈયો ખાચર તો કયારનો યે ઘોરતો હતો. બેલડી ભરનીંદરમાં પડી ગઇ એ વખતે એ હસી રહેલા ઓરડાના ચંદરવા ખસેડીને પછીતીઆમાંથી ત્રણ જણા નીકળ્યા. ઉંઘતા મામૈયાનું ગળું વાઢીને ચુપચાપ નીકળી ગયા. થોડીવારે ભીનું ભીનું લાગતાં કાઠીઆણી જાગી ગઇ. કારમો બનાવ દેખીને એણે ચીસો પાડી.

સુદામડા ગામની આખી વસ્તી નીંભણી નદીને કાંઠે દરબાર મામૈયા ખાચરને દેન દેવા ભેગી થઇ અને પછી ચર્ચા ચાલી. સુદામડાના ચોકીદાર કાઠી લાખા કરપડાએ વસ્તીને હાકલી કે "દરબારનો મારનાર બીજો કોઇ જ નથી; એનો સગો ભાઇ શાપર વાળો લાખો ખાચર જ છે. લાખાને ગરાસનો લોભ લાગ્યો છે. ભાઇને મારીમારીને એને ભોં ભેળી કરવી છે. ને આજ જ એ આંડી કબજો લેવા આવી પોગશે."

વસ્તી ચુપ રહી. માંહોમાંહે સહુ ગુસપુસ કરવા મંડ્યા કે "ભાઇએ ભાઇઓ વઢે એમાં આપણે શું ? કયે સવાદે આપણે માથાં કપાવીએ ?"

ડાહ્યો કાઠી લાખો કરપડો બોલ્યો : "ભાઇઓ, આવો આપણે ઠરાવ કરીએ, કે આજથી સુદામડાનો ધણી કોઇ એક જણ નહિ; એક ગરાસ ખાય ને બીજા સહુ એની મંજૂરી કરે એમ નહિ. આજથી 'સમે માથે સુદામડા' : એટલે જેને ઘેરે જે જે કંઇ ગરાસ ચાસ હોય તે આજથી એની અઘાટ માલીકીનો. સુદામડાની વસ્તી જ સુદામડાનો રાજા. ખબરદાર ! આપો લાખો ખાચર આવે, કે મોટો ચક્રવર્તી આવે, આપણે એકોએકે સમશેર લઇને સુદામડાનો બચાવ કરવાનો છે. છે કબૂલ ?"

વસ્તીએ કબુલ કર્યું. તે દિવસથી, સંવત ૧૮૦૬ની આસપાસથી "સમે માથે સુદામડા" બન્યું. સહુને પોતપોતાની જમીનના અઘાટ હક્ક મળી ગયા.* સહુને 'મારૂં સુદામડા' 'મારૂં સુદામડા' થઇ પડ્યું. પોતાપણાનો કાંટો ફુટ્યો.

(૨)

'ધીરજાંગ ! ધીરજાંગ ! ધીરજાંગ !' કાનના પડદા તોડી નાખે તેવા ઘોર નાદ કરતો બુંગીઓ ઢોલ બજવા લાગ્યો, અને સુદામડામાં રાજગઢના કોઠામાં ચારણની વાર્તા થંભી ગઇ. જુવાન કાઠીડાઓનો દાયરો ગુલતાન કરવા બેઠો હતો તેના હોશકોશ ઉડી ગયા.

માણસોએ દોડતા આવીને કહ્યું કે "પીંઢારાનું ખાળ આવ્યું. આથમણો ઝાંપો ઘેરી લીધો."

*આજ સુધી પણ એમ જ છે. વસ્તીના અઘાટ હકકો પાછા ઝુંટવી લેવા સારૂ સુદામડાના દરબારો ઘણી ઘણી વાર અદાલતોમાં લડ્યા છે, પણ વસ્તીના હકકો કાયમ રહ્યા છે. સં.

જુવાનો સામસામા જોવા લાગ્યા. ગામમાં કોઇ મોટેરો હાજર નહોતો. લાખો કરપડો તમામ મોટેરાઓને પાળમાં લઇને નળકાંઠા તરફ ગયો છે. સોળ સોળ અને અઢાર અઢાર વરસના ઉગતા જુવાનો દિગ્મૂઢ બનીને બેઠા રહ્યા. હાય હાય, કાળઝાળ પીંડારાઓનું કટક આવ્યું. કાચા મૂળાની જેમ સહુને કરડી ખાશે!

કોઠાની પછવાડેની બારીએથી એક ધીરો અવાજ આવ્યો : "જેઠસૂર ! ભોજ ! નીકળી જાવ ! ઝટ નીકળી જાવ !"

બે જુવાનોએ પાછલી બારીએ નજર કરી. નીચે બે ઘોડાં સાબદાં કરીને એક આધેડ આદમી ઉભેલ છે. ઇસારો કરે છે કે "બેય જણા ઝટ ઉતરી જાવ. ચડીને ભાગવા માંડો."

બેય જુવાનો જીવને વહાલો કરીને કોઠેથી ઠેકવાની તૈયારી કરે છે, ત્યાં તો જેણે વાર્તા માંડી હતી તે ચારણે બેયની વચ્ચેથી બારીની બહાર ડોકું કાઢ્યું. "કોણ માણસુર ખવડ ? આપો માણસુર ખવડ ઉઠીને, કરપડાઓનો ભાણેજ ઉઠીને અટાણે ગામના જુવાનોને ભગાડે છે ? અરે પેટના દીકરા ભોજને તો ઠીક, પણ સુદામડાના શિરોમણિ લાખા કરપડાના દીકરા જેઠસુરને ય ભગાડે છે ? હાય રે હાય આપા માણસુર ખવડ ! કાઠીઓનું આથમી ગયું કે ?"

"લે બસ કર કાળમુખા !" એમ બોલીને એ ઘોડાંવાળો માણસુર ખવડ જુવાનોને લલચાવવા માંડયો : "બેટા ભોજ ! ભાણેજ જેઠસુર ! જીવતા હશું તો સાતવાર સુદામડું ઘેર કરશું. ભીંત હેઠ ભીંસાઇ નથી મરવું. ભાગો, ઝટ ભાગો !"

માણસુર ખવડનો દીકરો ભોજ તો ખાબકી પડયો, ઘોડીએ ચડી ગયો. પણ જેઠસુર ચારણની .સામે જોઇ રહ્યો. ચારણે કહ્યું "આપા જેઠસુર ! લાખા કરપડાના કુંવર ! તું આજ ભાગીશ ? બાપ ઘેરે નથી ને તું સુદામડું છોડીશ ? અને 'સમે માથે સુદામડું' શું ભૂલી ગયો ? આજ લગી ગરાસ ખાવો ગળ્યો લાગ્યો ! ને રક્ષા કરવાને ટાણે તું તારા મામા માણસુર ખવડની ઘોડીએ ચડી જીવ બચાવીશ ? જેઠસુર !"

સૂદ્દલગઢ સૂનો કરે (જો) જેઠો ભાગ્યો જાય,
(તો) એભલ ચાંપો આજ, લાજે લાખણશીઆઉત!

[ હે લાખા કરપડાના દીકરા જેઠા! જો સુદામડું મૂકીને તું આજ તારા બાપની ગેરહાજરીમાં નાસી જા, તો કાઠી કોમના વીર *ચાંપરાજવાળા અને એભલવાળાના નામને પણ કલંક ચડે. ]

ચારણની આંખો લાલ ચટક બની ગઇ. કોઠો હલમલી ઉઠયો. દેવીપુત્રનું મુખ દીપી રહ્યું. એ દેખીને જેઠસૂરે કહ્યું કે "મામા બસ, થઇ રહ્યું. હવે મારે પગે તો બેડી પડી ગઇ. તમને જીવ વ્હાલો છે, તો ભોજાને લઇને ભાગવા મંડો."

માણસૂર ખવડ ચારણને ગાળો દઇને ભોજાની સાથે ભાગી નીકળ્યો. ચારણ કોઠા ઉપર ઉભો થઇને બુલંદ નાદે ગામને બિરદાવવા લાગ્યો. એના ગીતો–છંદોએ ગામ આખાને પાનો ચડાવ્યો. પણ તોયે હજુ જેઠસૂર કોઠેથી નીચે ઉતરતો નથી.

સેજકપૂરના ભાગદાર વેળદાન ખવડે વાડીએ કોસ હાંકતાં હાંકતાં સુદામડાનો તરઘાયો ઢોલ સાંભળ્યો. બળદની રાસ હેઠી મૂકીને પરબારી એણે ઢાલ તરવાર ઉપાડી. કોઠાની બારીએ આવીને સાદ કર્યો કે "જેઠા, સોનબાઇ માતાની કૂખની કીર્તિ કરતાં ય આજ જીવતર વહાલું થઇ પડ્યું કે? આમ તો જો, આ તરવાર લઇને કોણ નીકળ્યું છે?"

જ્યાં જેઠસૂર નીચે બજારમાં નજર કરે ત્યાં તો એની માતા સોનબાઇ! જગદમ્બા ઉઘાડે માથે ખડગ લઇને બજારમાં આવી ઉભાં છે.

"માડી! એ માડી! મોડો મોડો, તોય આવું છું હો!" એવી હાક દેતો જેઠસૂર ઉતર્યો. બીજા પંદર વીસ કાઠીઓ ઉતર્યા. મોખરે ચાલી ભવાની કાઠીઆણી માઃ આઇ સોનબાઇ.

મધચોકમાં મુકાબલો થયો. એક બાજુ પંદર વીસ કાઠી, ને બીજી બાજુ બસો પીંડારા: પણ એક બાજુ વીર–જનેતા હતી,

---

* આ બે પુરુષોની કથાઓ માટે જુઓ રસધાર ભાગ પહેલો.

ને બીજે પક્ષે પાપ હતું. પીંડારાનાં સાઠ માણસો કાઠીના ઝાટકા ખાઇને પડયા. ઠેઠ આથમણે ઝાંપે પીંડારાને તગડી ગયા. પણ ત્યાં તો જેઠસૂર અને વેળદાન, બેય જણા ઘામાં વેતરાઇ ગયા. જાણે મોતને પડકારો કર્યો હોય કે "જરાક ઊભું રહે, ઝાંપો વળોટવા દે!" એવી રીતે બેય જણા પાળને ઝાંપા બહાર કાઢયા પછી જ પડ્યા.

પીંડારા ચાલ્યા ગયા. ગામ લૂંટાયું નહિ. પણ સોનબાઇની કાયા ઉપર પાંચ ઘા પડી ચુકયા હતા. જેઠો અને વેળદાન આઘે પડ્યા પડ્યા ડંકતા હતા. તે બેયનાં માથાં પોતાનાં ઢીંચણ ઉપર રાખીને એક છાપરી નીચે માતાજી પવન નાખવા મંડ્યાં.

રાત હતી. શત્રુઓ કયાં સંતાઇ રહ્યા છે તેની કોઇને જાણ નહોતી. ખોળામાં બે જુવાનોનાં માથાં ટેકવીને આઇ જાણે સમાધિમાં બેઠાં હતાં. એમાં ઓચીંતાની એ ઝુંપડીને ચોયદિશ આગના ભડકા વીંટળાઇ વળ્યા. કાંટાના ગળીઆ ખડકીને આગ ચેતાવનાર પીંડારા જ હતા.

પોતાના પ્રાણ છુટયા ત્યાં સુધી આઇ સોનબાઇએ દીકરાના અને ભાણેજના દેહ ઉપરથી અંગારા ખેર્યા હતા. ત્રણે જીવતા જીવ સુદામડાને પાદર 'સમે માથે સુદામડા' ને ખાતર સળગી ભડથું થઇ ગયા.

એ ત્રણેની ખાંભીઓ આજે આથમણે ઝાંપે ઊભેલી છે.



## ૨. ફકીરો કરપડો

સુદામડાવાળા કનૈયા કુંવર જેવા માંઐયા ભાઇનું ખૂન થયું, તેવી જ રીતે ઉબરડા વાળા ભાઇ કલા ખાચરને પણ દારૂમાં કોઇએ ઝેર દીધું. એનો વંશ ગયો. આ બીજા ભાઇને મારનાર પણ લાખો ખાચર હતો એમ બોલાય છે.

ઉબરડાની ચોકીદારી પણ કરપડા જ કરતા હતા. ફકીરા કરપડાની અવસ્થા પાકી હતી. એના હાથમાં હવે તો તરવાર ધ્રૂજતી હતી. પણ લાખો ખાચર કે મૂળુ ખાચર ઉબરડાનો ગરાસ ભોગવે, તે પહેલાં તો મારે મરી ખૂટવું, એવી એની પ્રતિજ્ઞા હતી. બગડ ગામમાંથી ખાચરોનો એક દીકરો લાવીને એણે ઉબરડાની ગાદી પર બેસાડયો. એનું નામ વેળો ખાચર.

એક દિવસ ફકીરો કરપડો ઘેર નથી. મૂળુ ખાચર અને લાખો ખાચર ઉબરડે ચડી આવ્યા. કરપડાના ઘરની બાઇઓને હરણ કરી છોબારી ગામે ઉપાડી ગયા. પણ મૂળુ ખાચર પવિત્ર પુરુષ હતા. બાઇઓને એણે બ્હેનો કરીને રાખી.

મૂળુ ખાચર નહોતા ત્યારે કરપડાઓ પણ ધ્રાંગધ્રા રાજની મદદ લઇને છોબારી આવ્યા. આવીને પોતાની બાઇઓને હાથ કરી. માણસો ફકીરાને કહે કે " મૂળુ ખાચરનાં ઘરનાંને લઇ જઇને આપણે આપણું વેર વાળીએ."

ફકીરાએ જવાબ દીધો કે " બાપ ! વહુનાં આણાં હોય, પણ કાંઇ માનાં આણાં હોય ? મૂળુ ખાચરના ઘરમાં આઇ છે તે તો આપણી મા કહેવાય."

બાઇઓને ઘેર પહોંચાડયા પછી ફકીરો કરપડો રાજસાહેબનાં માણસોની સાથે ભટકતો હતો. મચ્છુ નદીને કિનારે કિનારે એ બધા ચાલતા હતા. ત્યાં તો સામે કાંઠે ખાચર ભાઇઓનું કટક ઉભેલું દેખ્યું. દેખીને ફકીરાએ પોતાનાં અને રાજસાહેબનાં તમામ માણસોને પાછાં વાળી દીધાં. " બીજા સહુ બચે એટલા માટે હું એકલો આખા કટકને રોકીશ. મને મારવામાં બધા રોકાઇ જશે. હું હવે જીંદગી જીવી ચૂકયો છું. મને મરવા દો; તમે આપણા ધણીને સંભાળો." એમ કહીને એણે પોતાના વંશના જુવાનોને ઉબરડાનો માર્ગ પકડાવ્યો અને પછી નદીને ઉભે કાંઠે કાંઠે એણે ઘોડી દોટાવી. વચ્ચે ઓરીઆનો બાંધેલ ઉંચો ધોરીઓ આવ્યો તે વટાવ્યો, પણ બીજે જ ડગલે એક ભગદાળું આવ્યું. તેમાં પડતાં

ઘોડીનો પગ ભાંગ્યો. બચવાની બારી રહી નહિ. કેમકે સામે કાંઠે પણ શત્રુઓનું કટક દોડતું આવે છે.

તરવાર કાઢીને ફકીરો એકલો ઉભો રહ્યો. સામે કાંઠેથી એ એકલવાયા સ્વામીભક્ત વીરને મૂળુ ખાચર ધારી ધારીને નિહાળી રહ્યા. ફકીરાની ધોળી ધોળી દાઢીમૂછ પવનના ઝપાટામાં ફરકતી હતી; આથમતા સૂરજનાં કિરણ એની તરવાર ઉપર રાસ રમતાં હતાં; નદીનાં પાણી એ બુઢ્ઢા મોઢા ઉપર ઝળાં ઝળાં થતાં હતાં; અને ફકીરો પડકારતો હતો કે "હાલ્યા આવો, મૂળુ ખાચર, હાલ્યા આવો."

મૂળુ ખાચરે પોતાની ફોજને કહ્યું કે "ખબરદાર, એના ઉપર બંદુક છોડશો મા. ઉભા ઉભા એના દર્શન કરો. આવું રૂપ ફરી ક'દી દેખવાના હતા! વાહ વીર! રંગ છે તારી જનેતાને."

પણ એવું દર્શન કરવા માટે લાખા ખાચરની પાસે આંખો નહોતી. એની નજરમાં તો ઉબરડાની કાળી કાળી રસાળી જમીન રમતી હતી. એણે પોતાના માણસને ઇસારો કર્યો. ગોળી છુટી: ધ ન ન ન : ફકીરો ઢળી પડ્યો.

જખમમાંથી ખળળળ ખળળળ લોહીનો ધોરીઓ છુટ્યો છે, ફકીરાના શ્વાસ તૂટવા મંડ્યા છે. પણ છેલ્લી ઘડીએ એ શું કરતો હતો? પોતાની પછેડીની ફાંટમાં ધરતીની ધુળ ભેગી કરતો હતો.

સામે કાંઠેથી સ્વર આવ્યો કે "ફકીરા કરપડા! મરતી વખતે ચાળો ઉપડ્યો કે શું?"

આ કાંઠેથી જવાબ ઉઠ્યો : "ના બાપ! આ તો મારા ધણીની ધરતીને મરતો મરતો ય બાંધી જાઉં છું. ત્યાં જઇને કહીશ કે મારા ધણી! મરતાં મરતાં યે તારી જમીન લીધી છે, દીધી નથી."

લીધી પણ દીધી નહિ, ધણીયું વાળી ધરા,
કીધી કરપડા! ફતેહ આંગત ફકીરીઆ!

ફકીરાના રામ ઉડી ગયા. મૂળુ ખાચરે એના શબ પાસે બેસીને આંસુ પાડ્યાં. એણે પ્રતિજ્ઞા લીધી કે ઉબરડાની ચપટી માટી પણ મારે હવે ન ખપે.

ફકીરા કરપડાની ખાંભી અત્યારે મચ્છુને કાંઠે મોજૂદ છે.



## ૩. વીસામણ કરપડો

ધણીની ધરતી સાંચવતો સાંચવતો ફકીરો કરપડો મચ્છુને કાંઠે મર્યો, પણ પોતાની ખાનદાનીનું લોહી પોતાના વંશને વારસામાં દેતો ગયો. ફકીરાની ત્રીજી પેઢીએ ઉબરડામાં વીસામણ કરપડો થયો, અને વેળા ખાચરની ત્રીજી પેઢીએ ભોજ ખાચર થયા. છ વરસના એકના એક વ્હાલા દીકરા ભોજનું કાંડું વૃદ્ધ વીસામણને ભળાવીને ભોજના બાપ દેવ થઇ ગયા. ભોજની મા તો બહુ વ્હેલાં ગુજરી ગયેલાં. ભોજને સાંભરતું પે નહિ હોય કે માનું મ્હોં કેવું હશે.

ભોજને એક કમરીબાઇ નામે બ્હેન હતાં, તે જામનગર તાબે દહીંસરા ગામના દરબાર શાદુલ ધાધલના ઘરમાં હતાં. લોકો કહેતાં કે "કમરીબાઇ તો આઇ વરૂડીનો અવતાર છે!"

બાપુ ગુજર્યાના ખબર પડતાં કમરીબાઇએ શાદુલ ધાધલને કહ્યું કે "કાઠી, મારા બાપનું ગામતરૂં છે, અને મારા ભોજના મોઢામાં હજી દુધીઆ દાંત છે! એને મારા પિત્રાઇઓ જીવતો નહિ રહેવા આપે. માટે હાલો, આપણે ઉબરડે જઇને રહીએ."

પણ શાદુલ ધાધલ પોતાનો ગરાસ રઝળાવીને કાંઇ આવે? કમરીબાઇ એકલાં ચાલી નીકળ્યાં. ઉબરડે આવીને ભોજને મોટો કરવા લાગ્યાં.

ત્યાં તો બહેનને પણ સ્વર્ગાપરનું તેડું આવ્યું. બ્હેન મરવા સૂતાં, પણ જીવ કેમેય જાતો નથી. આપા વીસામણે ઢોલીઆ પાસે બેસીને પૂછ્યું "બહેન! તું તો વરવડીનો અવતાર : અને જીવ કેમ જાતો નથી?"

બ્હેને જવાબ દીધો : "કાકા! મારા ભોજનું શું થાશે?"

"કાં માડી! ભોજની ફિકર શેની! એની રખેવાળી કરનારા એના બે કાકા બેઠા છે ને!"

"વીસામણ કાકા, ભોજ મરે તો ગરાસ કોને જાય?"

"એના કાકાને."

"બસ! સમજ્યા બાપ?"

"સમજ્યો બેટા! લે ત્યારે સાંભળ. ભોજ જે દી' મરશે, તે દી' સ્વર્ગાપરને મારગે ઉબરડાનો એકેએક કરપડો બે ડગલાં ભોજની મોઢા આગળ માંડશે. માટે મારા બાપ! તારા જીવને સદ્‌ગતિ કર."

કમરીબાઇના પ્રાણ એટલું સાંભળીને છૂટી ગયા. પણ આ બધી વાતો ભોજ ખાચરના પિત્રાઇઓને કાને ગઇ. એ બધાને પગથી માથા સુધી ઝાળ થઇ. ભોજને ટુંકો જ કરવો એવો મનસૂબો ઘડાયો.

બ્હેન ગઇ એટલે તો દરબારગઢ ઝાંખો પડી ગયો. વીસામણ ડોસાએ ઓરડામાં આવીને જોયું તો ઓળીપો બગડી ગએલો, ચાકળાચંદરવા વીંખાઇ ગયેલા, અને માંડનાં વાસણ કાળાં પડેલાં.

"મારા બાળારાજાના ઓરડા આમ રઝળતા કેમ રખાય! ગઢની આબરૂના કાંકરા થઇ જાયને!" એમ વિચાર કરીને એણે આઠ વર્ષના ભોજનો વિવા' કર્યો. ગોશળ ગામની ચૌદ વરસની રંભા જેવી કાઠીઆણી આણી. જુવાન કાઠીઆણી પોતાના ઘરની માંડમાંડ કરવા તલ્લીન બની ગઇ. ધણી કેવડો છે એ ધ્યાન કરવાનું ભાન એને રહ્યું નહિ.

એંશી એંશી વરસના બે કરપડાને આપા વીસામણે ડેલીએ ચોકી કરવા બેસાડ્યા. રોજ સવારે ગઢમાંથી વડારણ આવીને લોટના બે શગભર્યા સુંડા ડેલીએ મૂકી જાય, ને બેય કરપડા આખો દિવસ સાધુબ્રાહ્મણને છાલીયું છાલીયું લોટ આપે. ગઢમાં એક કૂતરૂં પણ બે બુઢ્ઢા કરપડાની રજા વગર પેસી ન શકે.

વીસામણ કરપડાને જીવો નામે એક દીકરો હતો. એ જીવો અને કરપડાના બીજા સત્તર તેવતેવડા જુવાનો સવાર પડે ત્યારથી ભોજભાઇને વીંટી લ્યે, તે રાતે સુવાટાણે નોખા પડે.

પિત્રાઇઓને તો હજાર વાતે પણ વેર કરવું હતું. પોતાનાં ઘોડાં લઇને ભોજની સીમ એ ભેળવવા મંડ્યા, એટલે એક દિવસ વીસામણ કરપડાએ બધાં ઘોડાં બાંધી દીધાં.

પિત્રાઇઓએ ધ્રાંગધ્રાના રાજસાહેબ પાસે જઇને લાલચ દીધી કે "જો ભોજને ઠેકાણે કરો, તો અમારો અરધો ગરાસ તમને આપીએ."

રાજ મનુભા વીસામણ કરપડાને 'વીસામણ કાકા' કહી બોલાવતા. મોરબી અને ધ્રાંગધ્રા વચ્ચે મીઠાના અગર માટે જ્યારે તકરાર પડી હતી ત્યારે રાજસાહેબને જો કોઇએ જીતાડ્યા હોય તો તે વીસામણ કાકાએ. વીસામણ કાકા કરપડાઓનાં માથાં લઇને રાજસાહેબની વ્હારે ગયેલા. પણ ગરાસની લાલચે બધા ગુણ ભુલાવી દીધા.

રાજસાહેબે વીસામણ કાકાને ધ્રાંગધ્રે તેડાવી લીધા, કાકાની ઘોડીને ગઢની માંહ્યલી ઘોડારમાં બંધાવી દીધી. ડેલીની મેડી ઉપર જ કાકાને સીસમનો ઢોલીઓ ઢળાવી દીધો. પોતાની થાળીમાં જ કાકાને જમાડવા મંડ્યા. કોઇ રાજાના જેવી કાકાની ચાકરી થવા લાગી. પણ કાકાને ક્યાંય રેઢા ન મૂકે. કાકા કેદી બન્યા.

બીજી તરફથી રાજસાહેબે ત્રણસો બંદુકદારોને તૈયાર કરી એક દિવસ સોપો પડયે ઉબરડામાં પેસાડી દીધા. બંદુકદારો ભોજના પિત્રાઇની ડેલીમાં સંતાઇ ગયા.

સવાર પડ્યું. ખળાવાડમાં તલનાં ઓથડાં ખંખેરવાનાં હતાં તેથી ભોજ ભાઈને પટેલ ખળાવાડે પધારવાનું કહી ગયો. અઢાર જુવાનજોદ્ધા કરપડાની વચ્ચે વીંટાઈને ભોજ ખળાવાડે ગયો. ગામ ખાલી થયું. દૈવને કરવું હશે તે સવારે વહેલો એક બાવો ભોજના પિત્રાઈઓની ડેલીએ લોટ માગવા ગયો. ત્યાં એણે દાઢી-વાળા ત્રણસો બંદુકદાર દેખ્યા. ખળાવાડે જઈને એણે બાતમી દીધી.

વીસામણ કાકાનો સપૂત જીવો કરપડો આખી રમત કળી ગયો. ભોજ ખાચરના માગણીયાત ખોડા રાસળીઆને બોલાવ્યો. બે ઘોડાં મંગાવ્યાં. રાસળીઆને કહ્યું કે "ભોજભાઈને તાબડ-તોબ ગોસળ પહોંચાડી એના સાસરાને સોંપી આવ. જોજે હો, તારો ધણી છે."

ખોડો ભોજ બાપુને લઈ ગોસળ ચાલ્યો. ગોસળ સાયલાનું ગામ હતું.

પોતાના સત્તરે ભેરૂબંધોને ખબરદાર કરીને જીવો પાછલી બારીએથી પોતાને ફળીએ આવ્યો. પોતાના ફળી અને ભોજ-ખાચરના ફળી વચ્ચે એક બારી હતી તેમાં થઈને ભોજભાઈની ડેલીએ આવ્યો. આવીને એંશી વરસના બેય કરપડાના કાનમાં વાત કહી કે "ત્રણસો બરકંદાજ આવી પહોંચ્યા છે. ભોજભાઈને તો ગોસળ ભેળા કર્યા; પણ આઈનું શું થશે? આઈને મારે ઓરડે લઈ જઈને ગોસળ મોકલાવી દઉં? ભલે પછી એ કમજાતો આવીને ગઢના ગાભા વીંખવા હોય તો વીંખી જાય."

બેય બુઢ્ઢાઓએ ધોળાં ધોળાં માથાં ધુણાવ્યાં. બેય જણા બોલ્યા કે "ના રે બાપ! બાપડી આઈએ આટઆટલી મહેનતે ઓરડા શણગાર્યા એ કાંઈ રેઢા મેલાય? આઈ બાપડી આંસુડાં પાડીપાડીને અરધી જ થઈ જાય ને?"

"પણ હું કહું છું ને! આઈને હું લઈ જાઉં છું."

તરવાર ખેંચીને લાલચોળ આંખ કરી એંસી વરસના બે ડોસા બોલ્યા, "જીવા, અમને આંહી તેં નથી બેસાડ્યા; તારે

બાપે બેસાડયા છે. એ આવશે ને કહેશે તો ઉઠશું. બાકી તો આંહી જ મરશું. ગઢમાંથી એક માટલું પણ બીજે કયાંય નહિ ફેરવવા દઈએ. એંસી વરસે શું અમે દાઢીમાં ધૂળ ઘાલશું?"

જીવો ચાલ્યો ગયો. હવે ધીંગાણા વિના બીજો ઉપાય ન રહ્યો. અઢારે જણા વરરાજા બનીને ઉઘાડી તરવારે ગામમાં ચાલ્યા. મોખરે જીવો ચાલતો હતો. ત્યાં તો સત્તર જણામાંથી એક સાવઝ જેવો જુવાન દોડીને મોઢા આગળ થયો. જીવો કહે "કેમ ભાઈ?"

"કેમ શું વળી? તુ મોટો, ને હું શું નાનો છું? પહેલી ગોળી તો હું જ ઝીલીશ."

ત્યાં તો ધડીંગ ધડીંગ ધડીંગ કરતી ત્રણસો ગોળીઓ સામેથી વછુટી. પણ રામ રાખે એને કોણ ચાખે? અઢાર જણમાંથી એક લાખાને પગે જ જખમ થયો. એક ગાય અને એક પનીઆરી ઘવાયાં. બાકીના સત્તરે મરદોએ એ ધૂમાડાના ગોટે-ગોટની અંદર ઉઘાડી તરવારે દોટ મૂકી. ત્રણસે બરકંદાજોને ડેલીમાં દાબી દીધા. ફરીવાર બંદુકો ભરાય ત્યાં તો અઢાર તરવારો પાકલ શેરડીની માફક વેરીઓને વાઢવા મંડી. ડેલીમાં એક સીદી ને જીવો કરપડો મંડાણા, ને ડેલી બહાર લાખો એક સિપાઈને પછાડી માથે ચડી બેઠો. દુશ્મનોનો સોથ વળી ગયો. બચ્યા તે ભાગી છુટયા.

ઘવાયેલો વાઘ જેમ વકરી જાય, તેમ લાખો પણ ઝનુને ચડયો. એ દોડયો દુશ્મનોના ઓરડા ઉપર. ઓરડાની ઓસરીમાં દુશ્મનોનાં બે છોકરાં કીનખાપનાં ઘોડીઆમાં સૂતાં હતાં. બીજાં સાદાં, મેલાં ઘોડીઆમાં વડારણોનાં બે છોકરાં સૂતેલાં. લાખાની ત્રાડ સાંભળીને કાઠીઆણીઓ તો ઓરડામાં ભરાઈ ગઈ. પણ રંગ છે દાસીઓને! એણે તરત જ પોતાના છોકરાઓને કીન-ખાપનાં ઘોડીઆમાં સુવાડી દીધા, અને દરબારના કુંવરોને પોતાના છોકરાની જગ્યાએ સુવાડયા.

કાળભૈરવ જેવો લાખો ત્યાં પહોંચ્યો. જઇને કીનખાપના ઘોડીઆમાં પોઢેલાં બાળકોને છેદી નાખ્યાં. કાઠીઆણીઓ અને દાસીઓની રડારોળ થઇ રહી. એ કાળી કીકીઆરી સાંભળીને જીવો કરપડો દોડતો આવ્યો. છોકરાંને હણાએલ જોઇને જીવાએ કહ્યું, "ધિઃક લાખા! લોહીનો રોટલો બધો તરસ્યો! આ આપણી માયું નથી? એનાં છોકરાં આપણાં ભાંડુ નહિ? આ તેં કોને મારી નાખ્યા? ભાગી જા પાપીઆ!"

લાખાને બહાર કાઢયો. ત્યાં સુધી દાસીઓએ આંસુ રોકી રાખ્યાં હતાં. પણ પછી ન રહેવાયું. પોતાનાં એ ગભુડાંને મરેલાં જાણીને એણે છાતું રોઇ લીધું.

જીવો કહે કે "રંગ છે તમને! તમે જ સાચી ક્ષત્રીજનેતા. બ્હેનો, હવે ફડકો રાખશો મા. હું ઉભો છું."

એ જ વખતે વેલડાં જોડાવીને જીવાએ એ બધી બાઇઓને બગડ મોકલી દીધી. ત્યાર પછી આ વંશ બગડમાં જ ચાલ્યો છે. પાછા કદિ એ ઉબરડે આવ્યા જ નથી.

ધ્રાંગધ્રાના બરકંદાજો ભાગી નીકળ્યા પછી કરપડાઓને બ્હીક લાગી કે હમણાં ધ્રાંગધ્રાની તોપો આવી પહોંચશે. તેથી ઉબરડું છોડી અઢારે જણા ગોસળ ચાલ્યા ગયા.

(૨)

હવે જે રાત્રે ધ્રાંગધ્રાના બરકંદાજો ઉબરડામાં દાખલ થયા તે રાત્રે ધ્રાંગધ્રામાં શું બન્યું? ડેલીને માથે મેડી ઉપર મખમલના ગાદલામાં વીસામણ કરપડો સૂતેલ છે. પણ એને ઉંઘ આવતી નથી. એના મનમાં આફરડા આફરડા થડકારા થવા લાગ્યા. મનમા થયું કે અત્યારે ને અત્યારે ચડી નીકળું.

પણ એની ઘોડી ક્યાં? દરવાજે દરબારના જીવા જમાદારની ચોકી હતી. જીવાને એણે કહ્યું કે "ભાઇ, મારી ઘોડી લાવો."

"વીસામણ કાકા, હવે રામ રામ કરો."

"ક્યાં બાપ ?"

"ઘોડી યે મળે નહિ, ને તમારાથી યે નીકળાય નહિ. મારો રોટલો તુટે, મારા હાથમાં બેડી પડે."

વીસામણ કરપડાએ જીવાને મ્હોંયેથી બધી વાત જાણી. અત્યાર લગીમાં તો ઉબરડાનો બાળ-ધણી જમદ્વારે પહોંચ્યો હશે એવી ગણતરી એણે કરી લીધી. બુઢ્ઢાની આંખમાં જળજળીઆં આવ્યાં. કપાળમાં મોતની કરચલીઓ પડી ગઇ.

" એ જીવા ! એ બાપ ! કેમે ય કરીને જાવા મને દે ? મારૂં જીવ્યું ધૂળ થઇ જાય છે. "

"બને જ નહિ."

ડોસો કરગરવા લાગ્યો. એના હૈયામાં નીમકહલાલી રોતી હતી. જીવાએ નીમકહલાલી અનુભવી હતી. ડોસાના કાલાવાલાએ એની છાતી પણ પીગળાવી. પોતાના ભાણેજને બોલાવીને એણે પોતાનો ઘોડો મગાવ્યો. વીસામણ કરપડાને ઘોડે બેસાડી લગામ ભાણેજના હાથમાં સોંપી. જ્યાં સવાર પડે ત્યાં કરપડાને નીચે ઉતારી તાબડતોબ પાછા આવવાની ભાણેજને ભલામણ કરી.

"કાકા, જોજો હો, મારાં છોકરાં ન રઝળાવતા."

"હો બાપ !"

વીસામણ કરપડો ચાલ્યો. સવાર પડયું એટલે ડોસાને નીચે ઉતારીને ઘોડો પાછો વળી નીકળ્યો. પણ હજુ તો ઉબરડું ક્યાંય આઘું રહ્યું. એંશી વરસનો ડોસો આજ આફતના ખબર સાંભળીને જ અર્ધો તો મરી ગયો છે. ફડકો પડવાથી એની કેડ ભાંગી ગઇ છે. વળી અંગ ઉપર ભાલું, તરવાર અને અફીણના ખડીઆનો ભાર છે. હાલતો જાય છે, નિસાસો નાખતો જાય છે, ને ઘડી ઘડી પોરો ખાતો જાય છે.

વચમાં સુંદરી ગામ આવ્યું. સુંદરીમાં પોતાનો ઓળખીતો એક ચારણ રહેતો હતો. ચારણને એણે ખૂબ ખવરાવેલું. ત્યાં એ

ઘોડું માગવા ગયો. ચારણે ઘોડું તો ન દીધું, પણ ઉલટો જાકારો દીધો. દુઃખી કાઠી ચાલી નીકળ્યો.

રસ્તામાં એક વાણીઓ ને એક ગરાસીઓ મળ્યા. વાણીઆની રાંગમાં ગરાસીઆની ઘોડી રમતી આવતી હતી. ગરાસીઆએ કહ્યું.

"અરે વીસામણ કાકા, આમ પગપાળા કાં ?"

"બાપ, ઘોડી મને પાડીને ભાંગી ગઇ. મને વાગ્યું છે. ચલાતું નથી. સામે ગામ પહોંચાય તો ઘોડું લઇ લઉં."

ઘોડી ગરાસીઆની હતી. ગરાસીઓ કહે "શેઠ ઉતરો. કાકાને સામે ગામ પહોંચાડવા પડશે."

ઘોડી ઉપર રાંગ વાળીને વીસામણે ઘોડીના ડેબામાં એડી મારી. ઘોડી ચાલી નીકળી. રજપૂતનું મ્હોં ફાટયું રહ્યું. એ બોલ્યો "કાકા, દગો ?"

ચાલતી ઘોડીએ ડોસો કહેતો ગયો કે "બા, ફિકર કરશો મા. કાલ સવારે તમારી ઘોડી પાછી પહોંચાડીશ. આજ તો દગો કહો તો દગો !"

એમ કહીને વીસામણ કરપડે ઘોડીને વ્હેતી મૂકી. બપોરે ઉબરડે આવ્યો. બધા સમાચાર લઇને ગોસળ ગયો. ત્યાંથી અઢારે જુવાનોને લઇ ગીરમાં ગયો. ત્યાંથી જેતપુર દરબાર મૂળુવાળાની મદદથી ધ્રાંગધ્રા સામે બહારવટું માંડ્યું.

* * * *

કરપડાના બહારવટાએ ધ્રાંગધ્રાને ડોલાવી નાખ્યું. આખરે જીવા જમાદારે વિચાર કર્યો, કે "આ પાપ મારે માથે છે. મેં એને જીવતો જાવા દીધો ત્યારે આમ બન્યું ને ! એની વાંસે મારે જ મરવું જોઇએ."

જીવો જમાદાર ઘોડે ચડયો. રાજ સાહેબે ઘણો સમજાવ્યો. પણ જીવો માન્યો નહિ. પોતાની ફોજ સાથે એ ઉબરડે જઇ રાત રહ્યો. સવારમાં પડાવ ઉપડયો ત્યારે ગાયોનું ધણ પહર

ચરીને ઝાંપામાં દાખલ થતું હતું. ગાયોની ધકબકને લીધે ઘોડે-સ્વારોના ઘોડા થંભી રહ્યા. ગાયો ઘોડાંને શીંગડે મારવા લાગી. એટલે સ્વારો ભાલાં લઇને ગાયોને મારવા લાગ્યા. આ નિર્દયતા જોઇ ગોવાળની આંખમાં લોહી વરસ્યું. એ બોલ્યો:

"ગાયનાં શીંગ નથી ખમાતાં તો કરપડાનાં ભાલાં શે' ખમાશે? આ પડ્યા તમારા કાકાઓ—આ સીમાડાની તળાવડીએ. જાઓને મરદ હો તો!"

ગોવાળને ખૂબ માર મારીને ફોજ તળાવડી તરફ ચાલી નીકળી. રાતે માવઠું થયેલું, એટલે બહારવટીયાના સગડ તો ચોખા હતા. તળાવડીએથી એ ટુકડી નીકળી ગઇ હતી. નીકળીને સુદા-મડાને પડખે ભમરના ડુંગરમાં આશરો લઇ લીધો હતો.

એ ડુંગરમાં એક ઉંડું નેરૂં છે. ઉપરવાસ થઇને એ નેરામાં દાખલ થવાય છે. બીજો રસ્તો નથી. બેય કાંઠે ભયંકર ઉંચી ભેખડો ઉભી છે. નિરાધાર બહારવટીઆઓને આશરો લેવા માટે જ જાણે કુદરત માતાએ આ જગ્યા બનાવી હશે.

સત્તર જણા એ નેરામાં બેસી ગયા. અઢારમો લાખો કરપડો નેરાને કાંઠે એક ધાર ઉપર ચાડીકો બનીને બેઠો. ત્યાં તો આઘેથી ધ્રાંગધ્રાની ગીસ્તની ખેપટ ઉડતી દેખાણી. લાખાને એકલા લડીને જશ લેવો હતો તેથી એણે પોતાના સાથીને કહ્યું કે "જા, નેરામાં જઇને હોકો ભરી આવ."

ગીસ્ત આવી તેને લાખાએ કાંઠે જ થંભાવી દીધી. જીવો જમાદાર એકલો અંદર ઉતર્યો. હાથમાં ભરેલી બંદુક હતી. જીવો કરપડો ઘોડી પર ચડીને હેઠવાશ ભાગવા મંડયો અને કહેવા લાગ્યો કે "જીવા જમાદાર, તેં મારા બાપને તે દી' બચાવ્યો છે. આજ કાં એ ગણ ભુલાવછ? શું મોઢું લઇને હું તારા ઉપર ઘા કરૂં?"

જીવા જમાદારે પડકારા કર્યા કે "જીવા, જે કાળે જે ધરમ! હવે ભાગ મા; હમણાં તારી ઘોડીનો ગાભ નીકળી પડશે."

"તારી પાસે ભરી બંદુક છે એટલે ડરાવતો હોઇશ કાં?"

"આ લે બંદુક!" કહીને જીવા જમાદારે બંદુક ફેંકી દીધી. બેય જીવા બરછીએ આવ્યા. કરપડાનો ઘા બરાબર જીવા જમાદારના પેટમાં વાગ્યો, ઘોડી ઉપરથી એ લથડ્યો. પણ એક પગ પેગડામાં ભરાઇ રહ્યો. ઘોડી આંટા ફરવા મંડી. જમાદાર ઢસડાણો. કરપડે નીચે ઉતરીને જમાદારને છુટો કર્યો ત્યારે જમાદાર બોલ્યો કે "જીવા હું સૈયદ છું. મારી કાયા ઢસડાણી તેમ તારૂં બહારવટું યે ઢસડાશે. હું તો મરૂં છું; પણ ભાઇ, મારો છોકરો હાલ્યો આવે છે. એને બચાવજે. તારા બાપને બદલે મારો દીકરો દેજે."

જીવો જમાદાર મરી ગયો. એના દીકરાને કરપડા અડકયા નહિ. જીવાની દફનક્રિયા કરીને કરપડા ગીરમાં ઉતરી ગયા.

આખરે જેતપૂરના મુળુવાળાએ રાજસાહેબ સાથે વિષ્ટિ કરીને કરપડાઓનું બહારવટું પાર પડાવ્યું. કરપડાને એક સો સાંતીની જમીન મળી અને ભોજ ખાચરને પણ એનો ગરાસ પાછો સોંપાયો. અત્યારે કરપડા પોતાની જમીન ખાય છે. પણ ભોજ ખાચર બીજી પેઢીએ નિર્વંશ ગયા, એટલે ભાંગભાએ ઉબરડાનો ગરાસ ડુચકાવી લીધો છે.



# કાળો મરમલ

"હમીરજીએ સોમનાથ સાટુ શિશ કપાવ્યું : ચાંપરાજે પોતાના ગામ જેતપુર સાટુ મોત મીઠું કર્યું : એભલના દીકરા અણાએ સતીને કાજે લોહી દીધાં. એમ કોઇ ધરમ સારૂ, કોઇ બેન સારૂ તો કોઇ સતી બેન સારૂ પોતપોતાના પ્રાણ દેતા આવ્યા છે. દેનારની બલિહારી છે, બાપ કાળા! પોતાના નાનકડા ગામટીંબાની લાજ કારણ પણ જે દેહ ખપાવે, એણે ય જીવી જાણ્યું, સાચું મરી જાણ્યું. નાનાં કે મોટાં, પરાક્રમ તો જેટલાં પરમાર્થે એટલાં સહુ સરખાં જ વદે."

આવી આવાં કૈં કૈં શૂરકથાઓ રામગઢવી સંભળાવતા અને જુવાન કાઠી કાળો મરમલ ભાંગતી રાતનો એ કવિસ્વપ્નના પડતા બોલ ઝીલ્યા કરતો. ગીરકાંઠાનું પીપરીયું ગામ જ્યારે ભરનિદ્રામાં ઝંપી જતું, ત્યારે આ ચારણને અને કાઠીને જાણે કે દિવસ ઉગતો. કસુંબાની કટોરી ભરીને પોતાની તથા કાળા મરમલની વચ્ચે મૂકી ગઢવી રંગ ઉપર રંગ દેતા કે—

રંગ રંગીલા ઠાકરા! કુંવર દશરથરા!
ભુજ રાવણરા ભંજીઆ, આલી જા ભમરા!

"હે રંગીલા ઠાકર! હે દશરથના કુંવર રામચંદ્રજી! પહેલા રંગ છે તમને, કે તમે રાવણની ભુજાઓ ભાંગી."

"વળી ઝાઝા રંગ તો તમને એટલા માટે છે હે નાથ! કે તમે તો

રામા ! રજપૂતી તણો આડો વાળ્યો આંક,
લીધા પે'લી લાંક, (તમે) દીધી દશરથરાઉત !

"તમે તો રજપૂતાઈનો આડો આંક વાળ્યો. કેમકે હજુ તો લંકા તમે હાથ કરી નહોતી તે પૂર્વેથી જ વિભીષણને તમે એનું દાન પણ કરી નાખેલું."

"વળી હે રઘુવીર !

અનેક ભગત ઓધારિયા, નકળંક ! લેતાં નામ;
તું તારે દશરથ તણા ! (તુંને) રંગ હો સીતારામ !

"હે નિષ્કલંક નરોત્તમ ! તારાં તો નામ લેતાં તેં અનેક ભક્તોનો ઉદ્ધાર કર્યો. હે સીતારામ ! રંગ હો બાપ ! રંગ હો તમને ! રંગ હો ઝાઝા !"

એમ કહીને પછી ગઢવી કટોરી હોઠે માંડતા. કટોરી લીધા પછી ધીરે ધીરે ચડતા કેફમાં ગઢવીની આંખો લાલચટક બનતી, હોકાની ધુંટો ટોકા કરતી. ચલમના અંગારા પે જાણે કે જામીને વાતો સાંભળતા. વાતોની વચ્ચે વચ્ચે ગઢવી ખાનદાનીના બોધ દેતા—મા છોકરાને મીઠપથી પંપાળીને દવા પાય તે રીતે જ્ઞાન પાતા: શૂરવીરતાના મર્મો સમજાવતા કે

ધનકું ઉંડાં નહ ધરે, ભીતર રખ્ખે ભાવ;
ભાગી ફોજાં ભેડવે, તાકું રંગ ચડાવ !

"હે બાપ કાળા ! ઝાઝા રંગ દઈએ એવા વીરને, કે જે સૂમની માફક ધનને ઉંડાં ન સંઘરી રાખે, પણ છુટે હાથે વાપરે; દિલના ભીતરમાં જે નિરમળા ભાવ રાખે, જે મેલું પેટ ન રાખે; ને જે ભાગતાં દળકટકને પણ પડકારી, પાણી ચડાવી, ધીંગાણામાં ઓરે. વળી ભાઈ !

તન ચોખાં મન ઉજળાં, ભીતર રખ્ખે ભાવ;
કિનકા બુરા નહ કહે, તાકું રંગ ચડાવ!

ઝાઝા રંગ હોજો એવા શુરવીરોને, કે જેના દેહ પવિત્ર છે, દિલ ઉજ્જ્વળ છે, ને જે કોઇનું બુરૂં બોલે નહિ કે ચિંતવે નહિ. એમ છે બાપ કાળા! એકલું ભુજબળ તો પલીતને યે હોય. પણ વીરતા કોનું નામ!"

કાળો મરમલ કવિના મુખ સામે તાકી રહેતો. એના મનમાં સરસીઆના કાઠી ગાંગાવાળા ઉપર વેર ખદખદતું હતું તેની સમસ્યા શમતી નહોતી. એના દિલમાં ઉધામા ઉઠે છે :

'મારો ગરીબ બાપ મને નાનો મૂકીને એક દિવસ મરી ગયો. મરતાં મરતાં કહેતો ગયો કે "મારો કાળીયો આપા ગાંગાને બળે છે!" ત્યાર પછી પડખેના સરસીઆ ગામના ગલઢેરા ગાંગાવાળાને આશરે હું ઉછર્યો. પણ એક દિવસ ગાંગાવાળાએ મને ભુંડે હાલે જાકારો દીધો. એના વેરનું શું? ગઢવી તો મને ગોટાળે ચડાવે છે!

એમ કરતાં કાળો જુવાન થયો. રામ ગઢવીને મુખેથી એણે શુરોવીરોનાં ધીંગાણાંની ઘણી ઘણી વાતો સાંભળી. ગામને પાદર એણે કેટલા યે પાળીઆ જોયા. પછી રાતે રાતે ઉંઘમાં એને યુદ્ધનાં સ્વપનાં આવતાં. "મારી તરવાર! મારો મલીઓ!" એવા એવા હાકલા કરીને એ ભરનીંદરમાંથી ઝબકી ઉઠતો.

રામ ગઢવી ઉઠીને એને ટાઢો પાડતા ને એને શરીરે હાથ ફેરવતા. સાંજે કાળાને ઘેરે આવતાં અસૂર થઇ જાય તો બુઢ્ઢા રામ ગઢવી એને ગોતવા નીકળતા. એને મન તો કાળીઓ મરમલ એના અંધાપાની લાકડી જેવો હતો.

એક દિવસ રામ ગઢવી પાસેથી અફીણ ખુટી ગયું. બરાબર ઉતાર આવ્યો તે ટાણે જ ડાબલી ખાલી નીકળી. "બાપ કાળા! દોડય દોડય સરસીએ. મારૂં મોત આવ્યું. ઝટ અફીણ લઇને પાછો આવજે."

પોતાના મલીઆ વછેરા ઉપર ચડીને કાળો અફીણ લેવા સરસીએ ગયો.

વેપારીની દુકાને ઉભો ઉભો કાળો અફીણ જોખાવે છે, તે ટાણે ઓચીંતા ગામમાં હોકારા પડકારા સંભળાયા. કાળો પૂછે છે, "શેઠ, આ શું છે?"

વાણીઓ કહે "ભાઇ, આપણે એની શી પંચાત! દરબાર ગાંગાવાળાના બે ભત્રીજા એને મારીને ગરાસ લેવા આવ્યા છે તે વઢે છે. એમાં આપણે શું? ડાહ્યા થઇને દુકાન વાસી દઇએ, ને માલીપા બેઠા બેઠા સાંભળીએ; તરડમાંથી તાલ જોઇએ!"

ત્યાં તો તલવારોના ખણખણાટ અને બંદુકોના ધડાકા સંભળાવા મંડ્યા. કાળાનું શરીર કાંપવા લાગ્યું. એનો હાથ તરવારની મૂઠ ઉપર ગયો.

વાણીઓ કહે કે "એલા, તને એમાં શેનું શૂરાતન ચડે છે? તને તો ઉલટો ગાંગાવાળાએ જાકારો દીધો હતો!"

"વાણીઆ! તું શું સમજ? મારા દાંતમાં હજી આપા ગાંગાવાળાનું અન્ન ચોંટ્યું છે! હું આંહી જ મરીશ."

"મર ત્યારે મુરખા!"

ત્યાં તો ધીંગાણું બજારમાં આવી પહોંચ્યું. વાણીઆએ દુકાનનાં કમાડ અંદરથી વાસી દીધાં. કાળાએ જોયું કે ગાંગોવાળો મરાયો. એટલે તલવાર કાઢીને એણે દોટ દીધી. બેમાંથી એક ભત્રીજાને માર્યો. ત્યાં તો એનું માથું પણ પડ્યું. ગામના ઝાંપા બહાર જે રાવણાનું ઝાડ છે, ત્યાં સુધી લડીને એનું ધડ પડ્યું. અત્યારે ત્યાં એની ખાંભી છે.

અફીણની વાટ જોઇને બેહોશ બની બેઠેલા રામ ગઢવીએ સાંજે જ્યારે ખબર સાંભળ્યા કે કાળો તો કામ આવ્યો, ત્યારે અફીણ લીધા વિના જ ગઢવીએ મ્હોં ઢાંકીને મરશીઆ ઉપાડ્યા:

*વરસ દસ વીસે, મરમલ વાંછીતો મરણ,
પૂગ્યો પચવીસે, ક્યાંથી આવે કાળીઓ?

*'વીસ વરસનો વહાડ'–એ પાઠ પણ છે.

[ કાળો મરમલ તો દસ વીસ વરસની ઉમરે જ મરણ માગતો હતો. આ તો પચીસ વરસે મરણનો મેળાપ થયો. પાંચ વરસનું મોડું થઇ ગયું. હવે એ પાછો કયાંથી આવે ? ]

પછેડા પાખે, મરમલ વાંછીતો મરણ,
જોવણ અંગ જડતે, કીં કરી આવે કાળીઓ ?

[ અરે ભાઇ ! દસ વીસ વરસે નહિ: એને તો એનો જન્મ થયા પછી તત્ક્ષણ કુંવરપછેડો ઓઢયા પહેલાં જ મરવું હતું. પણ એ ઝંખનામાં એને જુવાની આવી ગઇ. મોત સમા મિત્રનો આટલો મોડો મેળાપ થયા પછી કાંઇ એ પાછો આવે ? ]

ભૂખાળુ ભાલા તણો, કળકળતો કટકે;
ભોજન ખગ ભેટયે, (હવે) કયાંથી આવે કાળીઓ ?

[ ભાલાંની એને એવી ભૂખ લાગેલી કે ધીંગાણાને માટે એ કળકળી રહ્યો હતો. એવો ભૂખ્યો માણસ તલવાર રૂપી ભોજન તૈયાર દેખ્યા પછી જમ્યા વિના શી રીતે પાછો આવે ? ]

કુંતાંરી હોળી કરી, (ઉપર) ઘરહર રંભા ઘેર,
*એમાં નાખ્યા વણ નાળીએર, કયાંથી આવે કાળીઓ ?

[ ધરતી ઉપર ભાલાં રૂપી ભડકાની હોળી પ્રગટી હતી, અને એ હોળીની ઉપર ઘેરો વળીને રંભાઓ ઉભી હતી. ધીંગાણા રૂપી એવી સુંદર હોળીમાં પોતાના મસ્તક રૂપી *નાળીએર નાખ્યા વિના કાંઇ કાળો પાછો આવે ? ]

આવે ગાતી અપસરા, સૂરા સામૈયે,
પાછો વણ પરણ્યે, કયાંથી આવે કાળીઓ ?

[ એ યુદ્ધ નહોતું, પણ કાળાનું લગ્ન હતું. સ્વર્ગરૂપી સાસરામાંથી અપસરાઓ ગીત ગાતી ગાતી આવતી હતી, અને શંકર

---

* હુતાશનીની જ્વાળામાં શ્રીફળ હોમવાનો રિવાજ છે.

આદિ સુર લોકો સામૈયું લઇને આવતા હતા. એવા ભભકેદાર વિવાહમાં પરણ્યા વિના કાંઇ કાળો પાછો આવે ?]

ભેળ્યું ખેત્ર ભડે, રોરવતા રાંક વારે,
નસીઅર નીંઘલતે, કયાંથી આવે કાળીઓ ?

[એ યુદ્ધ નહોતું, પણ દુકાળની અંદર શૂરવીરો રૂપી રાંકાંઓએ ખેતર ભેળ્યું હતું. એ ખેતરની અંદર કાળા જેવો એકાદ નીંઘલેલ (પાકી ગયેલ) છોડ જોઇ ગયા પછી શુરવીરો રૂપી રાંકાંઓ એને છોડે નહિ ને કાળો પાછો આવે નહિ.]

કાળાનું સર કોય, કાલીનો કુંભ વારે,
વણુકુટયે વહળોય કયાંથી આવે કાળીઓ ?

[કાલી બાયડીને માથે પાણીનો ઘડો હોય (ગાંડીને માથે બેડું હોય) તેવું, કાળાના શરીર ઉપર એનું માથું ડગમગતું હતું. ગાંડીના માથા ઉપરનો ઘડો જેમ ક્ષેમકુશળ ઘેર ન પહોંચે, તેમ કાળાનું માથું પણ હેમખેમ ઘેર ન આવે.)

પરચર, ખગ, વ્રેહમંડપતિ, (ઉપર) અપસર ઝુળ અસે.
એતાંને અવઠોયે, કીં કરી આવે કાળીઓ ?

[યુદ્ધક્ષેત્ર ઉપર કાળાની વાટ જોઇને માંસભક્ષી ગીધ પંખી બેઠાં હતાં, આકાશમાં વ્યોમપતિ ઇન્દ્ર બેઠા હતા. અરે, અપસરાઓનું વૃંદ ઉભું હતું. એ બધાંને તરછોડીને કાળો કેવી રીતે ઘેર આવે ?]

---

* આ વાત બીજી રીતે એમ કહેવાય છે કે કાળો સરસીએ ગાંગાવાળાને ત્યાં જ રહેતો. એક દિવસ કાળાને ખબર પડી કે પોતાનાજ ગામ પીપરીઆ ઉપર ધાડ આવી છે. પીપરીઆમાં મરમલનો વાસ "મરમલનો ઝાંપો" એ નામે ઓળખાતો. એ પીપરીએ ગયો, અને 'મરમલના ઝાંપા'નું રક્ષણ કરતાં કરતાં મર્યો.

# કાંધલજી મેર

આરસો વરસની જૂની એક વાત છે. તે વખતે હજુ ઢાંક અને ઘૂમલી નગરની દેવભોમકા જેઠવા રાણાઓના હાથમાં હતી.

રાણાના દરબારમાં કાંધલજી નામે બરડાના ગામ ઓડદરનો એક મેર અમીર હતો. કાંઇક કારણથી કાંધલજીનું મન જેઠવાની સાથે દુઃખાએલું, તેથી પોતે જુનાગઢના રા'ના દરબારમાં જઇને રીસામણે રહ્યા હતા.

રા'ના ઘરમાં તે વખતે જેઠવા રાણાની કન્યા હતી. એ રાણીને એક કુંવર અવતર્યો. રા'એ તો હઠ લીધી કે જેઠવાની પાસેથી કુંવરપછેડામાં ઢાંક શહેર લેવું. જેઠવો વિચારમાં પડ્યો. પોતાની પુરાતન રાજધાની ઢાંક કેમ અપાય? જેને ભીંતડે ભીંતડે નાગાજણ બાપુએ શાલવાહનની સતી રાણીના હાથની સોનાની ગાર કરાવેલી, એ દેવતાઇ નગરી ઢાંક કેમ દેવાય? જ્યાં પૂર્વજ-દેવે ભાટને માથાનું દાન દીધું, જ્યાં મસ્તક વિનાનું ધડ લડયું, મુંગીપુરનો ધણી શાલીવાહન જ્યાંથી ભોંઠો પડીને ભાગ્યો, એ અમરભૂમિ ઢાંક કેમ અપાય? પાંચસો વરસની બંધાએલી માયા-મમતા તોડવાનો વિચાર કરતાં જ જેઠવાની નસો તૂટવા લાગી. બીજી બાજુ જમાઇના રીસામણાનો ડર લાગ્યો, દીકરીના દુઃખની ચિંતા જાગી, રા'ના હુમલાની ફાળ પેઠી.

આખરે જેઠવાને બારી સૂઝી. એને લાગ્યું કે કાંધલજી મારી આબરૂ રાખશે; રીસાયો છે તોય ઢાંકની બેઆબરૂ એ નહિ

સાંખે. માતાની લાજ જાય ત્યારે દીકરો રીસાઇને બેઠો નહિ રહે. એણે રા'ને કહેવરાવ્યું કે "અમારા કાંધલજી ભાઇ ત્યાં છે. આ બાબતમાં એ જે કરે તે અમારે કબુલ રહેશે."

રા'ને તો એટલું જ જોતું હતું. કાંધલજી તો આપણો આશ્રિત છે: એ બીજું બોલે નહિ: એવો વિચાર કરીને કચેરીમાં કાંધલજીભાઇને રાણાનો કાગળ વંચાવ્યો. વાંચીને ગર્વથી, પ્રેમથી, ભક્તિથી કાંધલજીની છાતી એક વેંત પહોળી થઇ, અને એના અંગરખાની કસો કડડ કડડ તૂટવા લાગી. અંતર્યામી અંતરમાં બોલી ઉઠયો કે "વાહ મારા ધણી! તેં તો મને ગિરનારને આંગણે ઉજળો કરી બતાવ્યો."

"કેમ કાંધલજીભાઇ!" રા'એ હસીને પૂછ્યું, "જોયાં તમારા જોદ્ધાનાં જોર?"

ધોળી ધોળી, સાગરના ફીણ જેવી દાઢી ઝાપટીને કાંધલજી બોલ્યા કે "બાપ! મારો ધણી તો ગાંડીઓ છે. ઢાંક તો અમારી મા કહેવાય. એને જવાબ દેતાં ન આવડ્યું. દીકરીનાં માગાં હોય, પણ માનાં માગાં કયાંય દેખ્યાં છે?" એટલું બોલતાં તો એની આખમાં અંગારા મેલાઇ ગયા.

રા'નું રૂંવાડે રૂંવાડું ખેંચાઇને ઉભું થઇ ગયું. એણે કહ્યું "કાંધલજી, જુનાગઢના રોટલા બહુ દી' ખાધા. હવે ભાગવા માંડ. ત્રણ દિવસની મહેલત આપું છું. ચોથે દિવસે તું જ્યાં હોઇશ ત્યાંથી ઝાલીને તારા પ્રાણ લઇશ."

કાંધલજી ઉભો થયો. ભેટમાં તલવાર હતી તે ખેંચી કાઢીને એની પીંછીથી ત્યાં ને ત્યાં ભોંય ઉપર ત્રણ લીટા કર્યા. અક્કેક લીટો કરતો ગયો અને રા'ની સામે જોઇ બોલતો ગયો કે "આ એક દિવસ, આ બે, અને આ ત્રીજો દિવસ. લે, જુનાગઢના રા! તારી મહેતલના ત્રણ દિવસ પૂરા થઇ ગયા. લે, હવે આવ પડમાં, કર ઘા. મેરને મરતાં કેવુંક આવડે છે તે જોઇ લે."

"હાં! હાં! હાં કાંધલજી!" બોલતી આખી કચેરી ઉભી થઇ ગઇ.

રા'એ કહ્યું કે "તુંને એમ મારૂં તો તો જગત કહેશે કે આશ્રિતને ઘરમાં ઘાલીને માર્યો. માટે ભાગવા માંડ."

ઘોડી ઉપર ચડીને કાંધલજી ચાલી નીકળ્યો, સાથે પોતાનો જુવાન ભાણેજ એરડો હતો. ચાલતાં ચાલતાં ઘોડીઓ વણથળી ગામને પાદર નીકળી.

તે દિવસે ગામમાં નવસેં નાઘોરી* વરો પરણવા આવેલા. અત્યારે વરરાજા ને જાનૈયાઓ ગામબહાર દિશા-દાતણ કરવા નીકળેલા છે. ઢોલ ધ્રબૂકે છે ને કેટલાક જાનૈયાઓ પટ્ટાબાજી ખેલે છે. ગામને ગોંદરે રમાતી આ વીર રમતો સહુના કાળજામાં શૌર્યનાં સરણાં વહાવી રહી છે. માર્ગે નીકળેલાં સેંકડો વટેમાર્ગુ એ રમતો નિરખવા થંભી ગયાં છે. એવે ટાણે આ ચાર-પાંચ ઘોડેસ્વારો કાં ઝપાટાભેર ભાગ્યા જાય છે? ઘોડીઓના મોઢામાં ફીણ છૂટયા છે, ઘોડીઓ પરસેવે નીતરી રહી છે, તોય કાં અસ્વાર એના ડેબામાં એડી મારતા આવે છે? પાંચે આદમીના હાથમાં લોહીઆળાં ખડગ કેમ છે?

દોડી જઈને નવસો નાઘોરી વરરાજા આડા ફર્યાં. ઘોડીની લગામો ઝાલી રાખી. ચમકીને કાંધલજી બોલ્યા, "તમે મને ઓળખો છો?"

નાઘોરી કહે "ઓળખીએ છીએ. તમે અમારા મહેમાન એ જ મોટામાં મોટી ઓળખાણ. ગામને પાદરથી આજ તો તમ જેવો મહેમાન કસુંબો લીધા વિના ન જઈ શકે."

કાંધલજીએ કહ્યું "ભાઈ! તમે તમારી મેળે જ હમણાં ના પાડશો. મારી વાંસે જુનાગઢની વ્હાર ચડી છે."

"ત્યારે તો, ભાઈ, હવે રામરામ કરો! હવે તો જઈ રહ્યા! જાવા દઈએ તો નાઘોરીની જનેતામાં કંઈક ફેર પડયો જાણજે."

*નાઘોરી-મુસલમાનોની એક જાત છે. વણથળીમાં અસલ નાઘોરી જમાદારોની આણ ફરતી.

"અરે બાપુ ! તમારે ઘેર આજ વીવા છે. અઝબ થાય."

"વીવા છે માટે જ ફુલદડે રમશું. કંકુના થાપા તો વાણીઆ-બામણના વીવામાં યે હોય છે. આપણને તો લોહીના થાપા જ શોભે."

નાઘોરીઓએ આખી વાત જાણી લીધી. કાંધલજીને કોઠાની અંદર પૂરી દીધા, અને નવસેં મીંઢળબંધા નાઘોરીઓ ગામને પાદર તલવાર ખેંચીને ખડા થઇ ગયા. જુનાગઢની ફોજ આવી પહોંચી. સંગ્રામ મચ્યો. સાંજ પડી ત્યાં નવસો યે માંઢળબંધા વરરાજાઓ લોહીની કંકુવરણી પથારી કરીને મીઠી નીંદરમાં પડયા. કોઇ કદિ યે ન જગાડે એવી એ નાંદર. એવી નાંદર તો નાઘો-રણોની સુંવાળી છાતી ઉપરે ય ન આવત.

કોઠા ઉપર બેઠાં બેઠાં કાંધલજીએ કસુંબલ ઘરચોળાવાળી જોબનવંતી નાઘેરણોને હીબકા ભરતી ભાળી. મોડીઆનાં મોતી વીંખતી વીંખતી તરૂણીઓનાં વેણ સાંભળ્યાં કે "આ આપણા ધણી-ઓનો કાળ ! હજી આંહી બેસી રહ્યો છે !" એ સાંભળીને કાંધલજીએ કોઠા ઉપરથી પડતું મેલ્યું. તલવારની ગાળાચી કરી, પોતાનું માથું ઉતારીને નીચે મૂક્યું. બે ભુજામાં બે તલવારો લીધી; અને ધડ ધીંગાણામાં ઉતર્યું. લશ્કરને એક ગાઉ સુધી તગડ્યું. સીમાડા માથે કોઇએ ગળીનો ત્રાગડો નાખી ધડને પાડ્યું; અને માથું દરબારગઢમાં રહ્યું.

> તું કાંધલજી કાટકયો, ફોજાં અંગ ફેલે;
> ×કાણીઆેત *મીંડો કીયો, ઘોડાં અંગ ઘેરે.

[હે કાણુ મેરના પુત્ર કાંધલજી ! તું ફોજ ઉપર તૂટી પડયો. અને દ્વારા થોડા ઘોડેસ્વારથી તેં શત્રુઓને ઘેરી લીધા.]

×કાણુસુત. *તલનાં ઓથડાં ખળાવાડમાં ખંખેરે ત્યાર પછી તલની ચોપાસ તલના છોડ ગૂંથીને કુંડાળું કરી લ્યે છે. આંહી કાંધલજીએ પોતાના થોડા ઘોડેસ્વારોથી દુશ્મન રૂપી અનેક તલના આસપાસ કુંડાળું (મીંડું) કર્યું, એવું રૂપક છે.

અને સહુથી સરસ સંગ્રામ તો ભાણેજ એરડો ખેલ્યોઃ

હરમ્યું ઉતરીયું હરખથી, કાંધલને જોવા કોય,
નાઘોરી વર નોય, અપસર વરીઓ તું એરડા !

[ કાંધલને જોવા સ્વર્ગમાંથી હુરમો (અપ્સરાઓ) ઉતરી. અપ્સરાઓને એમ લાગ્યું કે આ યુદ્ધ રૂપી લગ્નમાં નાઘોરીઓ વરરાજા નથી લાગતા. ખરો વરરાજા તો એરડો લાગે છે. તેથી અપ્સરાઓ એરડાને પરણી.]

બુડાધર ! બરડા તણી, લંગરી વધારી લાજ,
કાંધલ આડો કમાડ, આંબો થીયો તું એરડા !

[ હે એરડા ! તેં તો બરડા પ્રદેશની કીર્તિ વધારી. તારા મામા કાંધલજીની આડે તેં કમાડ રૂપ બનીને રક્ષણ કર્યું. ]

અત્યારે કાંધલજીનું માથું વણથળીના દરબારગઢમાં પૂજાય છે, અને ધડની ખાંભી સીમાડે પૂજાય છે. રા’એ કાંધલજીના માથામાં ઉબેણ નદીને કાંઠે જમીન આપી હતી તે જમીન અત્યારે નાઘોરીનો વંશજ કોઇ મુંજાવર ભોગવે છે.

કાંધલજીના વંશજોએ દર વિવાહે એક દોરી (પાવલું) કર નાઘોરીના વંશજોને બાંધી આપેલો છે, ને પોરની સાલ સુધી એક ફકીર કાંધલજીના વંશજો ઓડદરીઆ મેરો પાસેથી પાવલું પાવલું કર ઉઘરાવી ગયો છે.

અને એ ધીંગાણા પછી નાઘોરીઓ અને મેરો બન્ને “લોહી-ભાઇઓ” કહેવાય છે. કાંધલજીના વંશજો હજુ ફટાણામાં છે; ને તેનું ફળિયું તે “જીફળિયું” (‘કાંધલ’ અધ્યાહાર) કહેવાય છે.

# કાળુજી મેર

> કીધી તેં જે કાળવા ! લાખા વાળી લી',
> સુખો નવસરડું તણો દંડીઓ ધોળે દી.'

મેરની દીકરીઓને તો દીનોનાથ નવરો હોય તે ટાણે જ ઘડતો હશે. ઇશ્વરે આપેલા રૂપને ઘુમટામાં સંતાડી રાખવાનું મેરની દીકરીઓ શીખી નથી. જોરાવર તો યે કોમળ જણાતી કાયા: ઉંચાડી તો યે ધરતી પર ઢળી રહેતી કાળી ભમ્મર એ આંખો: અને ભર્યું ભર્યું તો યે જરી કરૂણાની છાંટવાળું મુખ : અને એવી કાયાને ઢાંકવાનો ઢોંગ કરતો–પહાડપુત્રીઓનાં નિરોગી મસ્ત લાવણ્ય બહલાવતો છૂટો પહેરવેશ; અર્ધે માથે ઢાંગાઇને પગની પેની સુધી ચારે છેડે છૂટું ઝુલતું ઓઢણું : ઢીલું કાપડું : અને દીકરીને વહુથી જૂદી પાડતું સફેદ પેરણું. ઘડીક જાણે મેર–કન્યા સાધ્વી લાગે. ઘડીક લાગે જોગમાયા, તો ઘડીકમાં વળી જોબનીયું હિલે ચડયું હોય એવી નવયૌવના લાગે. ઘરની ઓસરીની ભીંત ઉપર મેરાણી આછા, ઘેરા, ગૂઢા, એવા બળતા રંગોથી ચિત્રો આલેખે, માટી લઇને ઓરડામાં નકસીદાર કમાનો કંડોરે, જોવા જનારને નિર્દોષ હાસ્ય હસી પોતાની કારીગીરી બતાવે, અને ઘરની ઘોડી, ગાય કે ભેંસ ઓરડાની અંદર જ આખી રાત બાંધી રાખે, અળગી કરે નહિ. મેરાણી જ્યારે હસે છે ત્યારે એની આંખના તારલામાં બેડો બેડો જાણે એનો આત્મા ડોકીયાં કરે છે. હાવભાવ એને આવડતા નથી.

માલે આપોઆપ શરમના શેરડા પડે. એથી વિશેષ શરમની ચેષ્ટાઓ એને કોઈએ શીખવેલ નથી. વાહ રે મેરાણી તારાં રૂપ! કોઈ ઉંડી ઉંડી નદીની કારમી ભેખડ ઉપર રસ્તો ભૂલી, ઘોડી થંભાવીને ઉભા રહી તારી મદદની વાટ જોવાનું કોને ન ગમે? આત્માના રંગ જેવું નિર્મળું હાસ્ય હસીને તું રસ્તો બતાવવા ચાલે એ જીવન-લ્હાણુ કેવી દોહ્યલી છે! તેં સુભટો જન્માવ્યા: પ્રેમિકો પ્રગટાવ્યા: કોઈ કોઈ વખત કામાંઓને શાપથી બાળ્યા: અને કામદેવની આગમાં તું યે કયાં નથી ખાખ થઈ?

આવું એક રૂપ જુનાગઢના નવાબના આંગણામાં રમતું હતું. કાળુજી નામનો એક મેર જુનાગઢની ચાકરીમાં હતો. તેને ઘેર એક બહેન હતી. નવાબની નજર એ સુંદરીના શરીર ઉપર પડી. નવાબ બેભાન બન્યો. એણે કાળુજીને તેડાવ્યો. દલીલ કરી: "દેખો ભાઈ! રાણીજાયા બી સોઈ; ઓર બીબીજાયા બી સોઈ. સમજ ગયા! માગ લો, ચાય ઇતની સોનાંમોહર માગ લો, કાલુજી મેર! રાણીજાયા બી સોઈ, બીબીજાયા બી સોઈ!"

"હું વિચારી જોઈશ." એમ કહીને કાળુજી ઉઠયો. થોડીવારે નવાબને ખબર થઈ કે કાળુજી તો ઉચાળા ભરીને જાય છે.

કામાંધ નવાબ કરડો થયો. "હં! એમ કેમ જાવા દેશું? જોરાવરી કરીને એની બોનને ઉઠાવી લાવો. જુનાગઢના તમામ દરવાજા બંધ કરાવો"

કાળુજીએ ઉચાળા પડતા મૂક્યા. બાળબચ્ચાંને રામરામ કર્યા. અંધારી રાતે એણે બેનને પડકારી કે "બેન! આવી જા ઘોડી માથે, મારી બેલાડયે. કાં તો ભાઈબહેન પાર નીકળીએ છીએ ને કાં બેઉ જણાં ભેળાં જ પ્રાણ કાઢીએ છીએ."

એક જાતવંત ઘોડી ઉપર ભાઈબહેન અસ્વાર થયાં. બહેનના દેહને ભાઈએ પોતાના દેહ સાથે કસકસીને બાંધી લીધો.

હાથમાં લીધી તલવાર. બહેનના હાથમાં ઝલાવ્યો ભાલો. કાળુજીએ ચોકીદારોનાં જૂથમાં ઘોડી નાખી. ભાઈબહેન કૈંક મીંયા-

મુંગલોને કાપતાં કાપતાં બરાબર કાળવે દરવાજે આવી ઉભાં રહ્યાં. ત્યાંથી એણે ગઢ ઉપર ઘોડીને ઠેકાવી. ટપીને ઘોડી વિજળીના સળકારા સમી ગઢની બહાર ગઇ. ઘનઘોર વનરાઇમાં ઘોડી અદૃશ્ય ગઇ. બહેનને કાળુજીએ સલામત ઠેકાણે પહોંચાડી દીધી.

પણ નવાબની માગણીનો સાચો જવાબ નથી અપાયો એવી ઉણપ એનાં અંતરમાં રહી ગઇ. ફકીરને વેશે પાછો જુનાગઢ આવ્યો. નવાબના દરવાજામાં સાંઇમૌલાને કોઇ રોકે નહિ. કાળુ-જીને ખબર હતી કે કઇ મેડી ઉપર શાહજાદો અને વજીરજાદો એકલા રમે છે. ઉપર જઇને દાદરો અંદરથી બંધ કરી દીધો. અને પછી અંદરથી ત્રાડ નાખી કે "જુનાગઢના નવાબ ! મારી બ્હેનનું માગું નાખવાનાં મૂલ પણ કેવાં મોંઘા છે તે જોઇ લે. હમણાં તારા શાહજાદાની મૈયત કઢાવું છું."

મેડાને દાદરે માણસોની ઠઠ્ઠ જામી. નવાબ બહાર ઉભો ઉભો રગરગવા લાગ્યો કે "કાળુજી, તું માગે તેટલાં જવાહીર આપું."

નેજે જે નવાબ ઉભો અરદાશું કરે,
જોરાવર જબાબ કઢ્ઢે મેર કાળવો.

[ નવાબ ઉભો ઉભો આજીજી કરે છે, અને કાળુજી જોરાવર જવાબ કાઢે છે. ]

કાળુજીએ જવાબ વાળ્યો કે "જવાહીર જોતાં હોત તો તો મારી બ્હેનને જ તારા જનાનામાં વેચાતી ન આપી દેત ? પણ અમે જેઠવા વંશનું પડખું સેવ્યું છે. મેરને જવાહીર કરતાં આબરૂ વધુ વ્હાલી છે. હવે આપણું ખાતું સરભર થઇ ગયું છે. હેમખેમ જાવા દે એટલું માગું છું."

નવાબે કબૂલ કર્યું કે સીમાડા સુધી કાળુજીને હેમખેમ મૂકી આવવા. પણ નવાબના પેટમાં પાપ હતું. કાળુજીને માટે એણે ઘોડી મગાવી. કાળુજી ઘોડીના પગ ઉંચા કરીને જુએ ત્યાં

ડાબલામાં *નાગફણીઓ જડેલી દેખી. ઘોડી બદલાવી, બસો મકરાણીઓ સીમાડા સુધી મૂકી ગયા. પછી કાળુજી છૂટો થઇને ભાગ્યો. કારણ કે વાંસે જુનાગઢની વાર ચડી ચૂકી હતી.

નાસતો નાસતો કાળુજી ગોંડળનો આશરો લેવા આવ્યો. ગોંડળમાં તે વખતે ભા' કુંભાજીનો પહોર ચાલતો હતો.

એવા મરદ કુંભાજીએ પણ જુનાગઢના બહારવટીઆને ન સંઘર્યો. ત્યાંથી ભાગીને કાળુજીની ઘોડી મેડાનાર નદી ટપીને ઓખામંડળના પોશીત્રા ગામમાં પહોંચી. ઓખાના વાઘેરોએ એને આશરો દીધો.

પાછળ જુનાગઢ, ગોંડળ અને નગર, એ ત્રણે રાજની વ્હાર ચડી. પોશીત્રાની બહાર પડાવ નાખીને દુશ્મનોએ ગઢ સુધી સુરંગ ખોદાવી. સુરંગનો અગ્નિ જ્યારે નજીક આવવા લાગ્યો ત્યારે ગઢના કોઠામાં મૂકેલ થાળીમાંથી મગના દાણા થરથરવા લાગ્યા. કાળુજી સમજ્યો કે ધરતી હમણાં ફાટશે. એણે પોતાનાં તમામ કુટુંબીઓને નાઠાબારીમાંથી રવાના કર્યાં, પણ એનો શુરવીર પુત્ર વેજો બાપની વસમી વેળાએ વેગળો થાય ખરો કે? એણે તો બાપની સાથે રહીને જ મરવાનો પોતાનો વિચાર પ્રગટ કર્યો. એને આમ મરતો અટકાવવા કાળુજીએ કહ્યું: "હું તો જગતમાં નામ રાખીને મરૂં છું; પણ બેટા, નાહક તું ક્યાં ગુડા? ભાંત હેઠ કચરાઇ મરવામાં કાંઇ કીરત છે? મારૂં સાચું ફરજંદ હો તો બાપથી સવાયું નામ કાઢીને મરજે ને!" આથી વીર વેજો પણ ચાલ્યો ગયો. કાળુજીએ વિચાર્યું કે "વાહ ભાઇ! આવી જાન ફરી કયારે જોડવાની હતી? આજ તો મરવાની પણ મજા છે."

ઘીના કુડલામાં બેસીને આગ લગાડી પોતે બળી મુવો, પણ જીવતો શત્રુના હાથમાં ન આવ્યો.

---

*ખીલા.

જુનાગઢમાં જ્યાંથી કાળુજીએ ઘોડી ટપાવી હતી તે જગ્યાએ એક દરવાજો છે. તે આજ પણ કાળુજીના નામ ઉપરથી 'કાળવો દરવાજો' નામે ઓળખાય છે.

### છપ્પો

જબ્બર આયો જામ, મરદ સાથે મછરાળા;
ફુમકે ક્રોધી કુંભ, સંગ ઝાલા મતવાલા.
માંહી નર કુંઢા નવાબ, ચોંપ શું કટક ચડિયાં,
હેડું દિયે હિલોળ, આવી પોગીતરે અડિયાં.
ત્રેવડે વાત મનમાં ત્રઠી, ધીંગે ધરી ઓખે ધજા;
કાળવે મન મીંઢો કર્યો, મરવાની આવી મજા.



# મૂળુ મેર

ઈ. સ. ૧૭૭૮ની સાલમાં પોરબંદરના રાણા સરતાનજીએ નવાનગરના સીમાડા ઉપર પોતાના વડાળા ગામમાં એક વંકો કિલ્લો બાંધ્યો, અને તેનું નામ "ભેટાળી"* પાડ્યું. આજ પણ એ કિલ્લાનાં ખંડેર ગમે તે ઠેકાણે ઉભા રહીને જોઇએ, તો એના ત્રણ કોઠા દેખાય, ચોથો અદૃશ્ય રહે. એવી એની રચના કરી હતી.

એક દિવસ નવાનગરનો એક બારોટ ત્યાંથી નીકળ્યો, તેણે એ નવો કિલ્લો જોવાની માગણી કરી. કિલ્લાના રખેવાળ મેર મૂળુ-(મીણુંદના)એ ના પાડી, તેથી નગરનો ચારણ સ્ત્રીનો વેશ પહેરીને જામસાહેબની કચેરીમાં ગયો. જામ જસાજીએ પુછ્યું કે "કવિરાજ, આમ કેમ ?"

ગઢવી બોલ્યો "અન્નદાતા, મારો રાજા બાયડી છે, એટલે મારે પણ બાયડી જ થવું જોઇએ ને!" ગઢવીએ દુહો કહ્યો.

ઉઠ અરે અજમાલરા, ભેટાળી કર ભુકો!
રાણો વસાવશે ઘૂમલી, (તો) જામ માગશે ટુકો.

જસા જામે બધી હકીકત જાણી. એને ફાળ પડી કે નક્કી જેઠવો વડાળાના ગઢની સહાયથી પાછો ઘુમલી નગર હાથ કરી લેશે.

*ભય ટાળનાર.

જામે પોતાના જમણા હાથ જેવા જોદ્ધા મેરૂ ખવાસને આજ્ઞા કરી કે ભેટાળીને તોડી નાખો. નગરના સેનપતિ મેરૂ ખવાસે રાણાને કહેણ મોકલ્યું કે "વડાળું ભાંગીશ."

રાણાએ જવાબ વાળ્યો કે "ખુશીથી, મારો મૂળુ મેર તમારી મહેમાનગતી કરવા હાજર જ છે."

જેઠવાની ને જામની ફોજો આફળી. એક મહિનો ને આઠ દિવસ સુધી યુદ્ધ ચાલ્યું.

એક મહિનો ને આઠ દી' ઝુલાવ્યો તેં જામ,
ગણીએ ખવે ગામ માભડ વડાળું મૂળવા.

પછી મેરામણ ખવાસે 'લક્કડગઢ' નામનો એક હાલી ચાલી શકે તેવો કાષ્ટનો કિલ્લો કરાવ્યો. ધીરે ધીરે લક્કડગઢને ભેટાળીની નજીક નજીક લાવતા ગયા. આખરે લક્કડગઢમાંથી નીકળીને જામના સૈન્યે ભેટાળીની ભીંતે ચડવા માંડ્યું. ત્યાં અંદરથી મૂળુના સૈન્યની બદુંકો છૂટી. લક્કડગઢમાંથી હારો હાર દાણા સમાય એવડાં નગારાં મૂળુ (મીણંદનો) ઉપાડી આવ્યો અને જામની સેનાને નસાડી.

લાદા તંબુ લુંટીયા, નગારાં ને નીસાણ;
મોયે હરમત મૂળવો, ખાંડાં હાથ ખુમાણ.

જામનું રાવળ નામે ગામ જે નજીક હતું, તેમાં મૂળુએ હાક બોલાવી.

વડાળા સું વેર, રાવળમાં રે'વાય નૈ;
મોઢો જાગ્યો મેર, માથાં કાપે મૂળવો.

[જેઠવાના ગામ વડાળા સાથે વેર થયા પછી રાવળ ગામમાં જામની ફોજથી રહેવાતું નથી. કેમકે મોઢવાડીઓ મેરે મૂળુ એવો જાગ્યો છે કે માથાં કાપી લ્યે છે.]

રાવળ માથે આવીઓ, રવ્ય ઉગમતે રાણુ
મોર્યે પૂગો મૂળવો, ખાંડા હાથ ખુમાણુ.

[રવિ (સૂર્ય) ઉગતાંની વેળાએ જામ રાજા રાવળ ગામ ઉપર ચડી આવ્યો, ત્યાં હાથમાં ખડગ લઇને મૂળુ મેર અગાઉથી પહોંચી ગએલો.]

દળ ભાગાં દો વાટ, માળીડા મેલ્યે કચેં;
થોભે મૂળુ ઠાઠ, રોકે મેણંદરાઉત.

[પોતાના ઉતારા છોડીને લશ્કર બન્ને બાજુ નાસી છુટયાં. પણ મૂછદાઢીના થોભાના ઠાઠવાળો મીણંદ મેરનો પુત્ર મૂળુ એ નાસતા કટકને રોકી રાખે છે]

કહીંઈ તારે કપાળ, જોગણુનો વાસો જે;
મીટોમીટ મળ્યે, મેરૂ ભાગ્યો મૂળવા.

[હે મૂળુ ! અમને તો લાગે છે કે તારા કપાળમાં કોઇ જોગમાયા દેવીનો વાસ હોવો જોઇએ. કેમ કે તારી સાથે મીટામીટ મળતાં જ ભય પામીને મેરુ ખવાસ જેવો જબ્બર નર ભાગી ગયો.]

રાણા સુલતાનજી ચોરવાડ પરણ્યા હતા. ચોરવાડના જાગીરદાર રાયજાદા સંઘજીને માળીઆના અલીઆ હાટીએ માર્યો. રાણાએ ચોરવાડ હાથ કરવા મૂળુ મેરને મોકલ્યો. ચોરવાડ જીતીને વેરાવળ ઉપર જતાં ધીંગાણામાં મૂળુનો એક હાથ કાંડેથી કપાઇ ગયો.

મહારાણાએ પૂછ્યું કે "બોલો મૂળુ ભગત, કહો તો એ હાથ રત્નજડિત કરાવી આપું, કહો તો સોનાનો, ને કહો તો રૂપાનો."

રાજકચેરીમાં ઉભા થઇને નિરભિમાની મૂળુએ જવાબ દીધો કે "રાણા, કોક દી મારા વંશમાં ભૂખ આવે તો મારાં વારસો સોનારૂપાનો પંજો વેચી નાખે, માટે મારી સો પેઢી સુધી તારી એંધાણી રહે એવો લોઢાનો પંજો કરાવી દે."

પોતાના ઠુંઠા હાથ ઉપર રાણાએ આપેલો એ લોઢાનો પંજો ચડાવીને મૂળુ ભમત એમાં ભાલું ઝાલી રાખતા. જમૈયો દીધો હતો તે કમરમાં પહેરતા, અને એક નેજો ને બે નગારાં દીધાં તે લઇને મૂળુ મેર વરસોવરસ દશેરાની સવારીની અંદર પોરબંદરમાં મોખરે ચાલતા.*

---

*આજ મોઢવાડની અંદર એની પાંચમી પેઢીએ સામતભાઇ મેર હયાત છે. સામતભાઇના ઘરમાં એ નગારાં, એ એક નેજો, એ લીલા (નીલમ જેવી કોઇ ચીજના બનાવેલા) હાથાવાળો છરો અને એ લોઢાનો પંજો મોજુદ છે. આજ દોઢસો વરસ થયાં એ પંજાને માથે માનતાના સાંદુર ચડે છે. એ છરાનો હાથો ધોઇને પાણી પીવાથી કેટલી યે સ્ત્રીઓની પેટપીડ મટી હોવાનું મનાય છે. અને એ નેજોનગારાં હજુ પણ જેઠવા રાજાની સવારીની મોખરે ચાલે છે. નગારાં તૂટી જાય તો તેની મરામતનું ખર્ચ રાજ આપે છે. મૂળુની ડેલીમાં વૈભવવિલાસ નથી. માઢ મેડી નથી. નીચી ઓસરીઆળા, સાદા, માટીના ઓરડાની અંદર એનો પરિવાર વસે છે, ઓસરીની ભીંતે ચિત્રો કાઢે છે, અને સ્ત્રીપુરુષ બધાં ખેડ કરે છે. ડોશીઓ રેંટીઆ કાંતે છે.



# ચારણની ખોળાધરી

વિક્રમ સંવત ૧૬૩૦ના વર્ષમાં એક દિવસે નવાનગરના જામ સતાજીના દરબારગઢમાં એક ચારણ રઘવાયો બનીને આમ તેમ દોડતો હતો. દરબારગઢના દરેક માણસને, પશુને અને પત્થરને જઇ પૂછતો હતો કે "મારો રાણો ક્યાં ?"

"મારો રાણો ક્યાં ?" "મારો રામદેવજી ક્યાં ?" "રાણાને પાછો લાવો !" એવી એ ચારણની કળકળતી બૂમોથી દરબાર-ગઢના પત્થરો ધણધણી ઉઠયા, ને આખો ગઢ કોઇ ઉજ્જડ ભૂત-ખાનાની માફક સામો પડઘો પાડીને પૂછવા લાગ્યો કે "રાણો ક્યાં ?" માણસો એકબીજાને પૂછવા લાગ્યાં કે "રાણો ક્યાં ?"

કોઇએ ચારણને કહ્યું કે "રાણાની મામીઓ એને મળવા ઝંખતી હતી તે રાણો ગઢમાં ગયા છે."

ફડકે શ્વાસ લેતો ચારણ થોડીવાર વાટ જોઇને બેઠો. પણ રાણો મામીઓના ખોળામાંથી પાછો વળ્યો જ નહિ. રાણીઓના ગઢમાંથી નીકળનારા એકેએક માણસનું મ્હોં કાળું શાહી જેવું થઇ ગયેલું દેખાતું હતું. ચારણ પૂછતો હતો કે "રાણો ક્યાં ?" માણસો અબોલ બનીને ચાલ્યા જતાં હતાં.

દરબારગઢના ઝરૂખા સામે ઉભો રહીને ચારણ ચીસ પાડી ઉઠયો કે "રાણા ! બાપ રાણા ! નીચે ઉતર. તારી માને મેં ખોળાધરી આપી છે. મારા રાણાને લાવો ! રાણાને પાછો લાવો !"

ચારણ બહાવરો બન્યો. ઝરૂખાની ભીંત સાથે માથું પછાડવા લાગ્યો. પણ રાણાએ જવાબ દીધો નહિ.

"લે આ તારો રાણો !" એવો એક અવાજ આવ્યો; અને તે સાથે જ ઝરૂખામાંથી ધબ દઈને એક ગાંસડી ધરતી ઉપર પડી. એ લોહીતરબોળ ગાંસડીને ચારણે છોડી, અંદર જુએ તો રાણા રામદેવજીના કટકા ! હાથ નોખા, પગ નોખા, ધડ નોખું, અને જાણે મામીઓનાં મીઠડાં લેવરાવવા હસીને હમણાં જ નમ્યું હોય તેવું તાજું કાપેલું માથું પણ નોખું.

"બસ મારા બાપ ! ક્યાંય રેઢો નહોતો મેલતો ! અને આજ જંગલ ગયો તેટલી વાર રહી ન શક્યો ? મામીનાં તેડાં બહુ મીઠાં લાગ્યાં ? ઓય મારી અણમોલી થાપણ ! પોરબંદરની રાણીને હવે હું શો જવાબ આપીશ ?"

ચારણ ખૂબ રોયો. દરબારગઢ આખો જાણે એની સાથે સાદ પૂરાવવા લાગ્યો.

આ ચારણનું નામ કાંવીદાસ લાંગો. જામ સતાજીનો એ દસોંદી. પોરબંદરના રાજા જેઠવાનો પુત્ર રામદે સતાજીનો સગો ભાણેજ હતો. સતાજીને નગરનું રાજ વિસ્તારવું હતું. નાના ભાણેજને એટલા ખાતર ટુંકો કરવો હતો. ઘણી ઘણી વાર તેડાવે પણ ભાણેજ આવે નહિ, કેમકે બ્હેનને ભાઈની મતલબના પડઘા વાગી ગયા હતા. આખરે કાંવીદાસને જામે કહ્યું કે "આપણે આંગણે લગન છે. ભાણેજ ન આવે તો દુનિયા શું કહેશે ? ગઢવી, જાઓ, તમારી ખોળાધરી દઈને બ્હેનના ભાણીઆને તેડી આવો."

ચારણની ખોળાધરી એટલે તો વિધાતાનો લેખ : પોરબંદરની રાણીએ છોકરાને મીઠડાં લઈને ભાઈને ઘેર લગન ઉપર વળાવ્યો. મામાએ લગનમાં ભાણેજને લોહીથી નવડાવ્યો.

ચારણ ઘેર ગયો. એકનો એક દીકરો જમલદાસ હતો, તેને કહ્યું કે 'બાપ ! આપણા ધણીને આજ ભાણેજનાં લોહીની તરસ લાગી છે. આજ વિશ્વાસઘાતથી ધ્રૂજી ઉઠેલી નગરની ધરતી ધા નાખી રહી છે. આપણા ઘરમાં ન્હાનાંમ્હોટાં અઢાર માણસો છે. આવો, આપણે જામને લોહીથી ધરવી દઈએ."

કાંવીદાસ લાંગાના એક દીકરાએ છાતીમાં કટાર ખાધી, રુધિરનો ધોરીઓ છુટયો, એમાંથી ખોબા ભરી ભરીને કાંવીદાસે નગરના દરબારગઢ ઉપર છાંટયા. ચારણીઆણીઓએ સ્વહસ્તે પોતાના થાનેલા કાપીકાપીને "લેજો રાણાજી!" કહી નગરના ગઢની ભીંતો પર ફેંક્યા. વળી દૂધીઆ દાંતવાળાં બાળકોનાં નાનકડાં માથાં શ્રીફળો વધેરે તેમ દરબારગઢની ભીંતે વધેરી વધેરી શેષ મૂકી. પછી એક ગાડું જોડયું. એમાં કપાસીઆ ભર્યા. ઉપર ઘી રેડયું. એની ઉપર, તેલમાં તરબોળ કરેલાં લુગડાં પહેરી, પોતાના બાકીનાં પાંચ માણસો સાથે કાંવીદાસ બેઠો. હાથમાં માળા લઇને "હર! હર! હર!"ની ધૂન સાધી. કોળીનો એક છોકરો ગાડું હાંકતો હતો, તેને ચારણે કહ્યું કે "બાપ! ગાડાને આગ લગાડીને તું બા'રો નીકળી જા."

કોળી બોલ્યો "બાપુ! તમે એમ માનો છો કે હું અગ્નિની ઝાળ દેખીને આખરને વખતે ભાગીશ ને તમારા ત્રાગાને ભોંઠામણ આપીશ? એમ બ્હીક હોય તો જુઓ, નજર કરો મારા પગ ઉપર."

ચારણ જોવે છે તો કોળીએ લોઢાની નાગફણીઓ ઠોકીને પોતાના પગ ગાડાની ઉંધ સાથે જડી લીધેલા!

ગાડું દરબારમાં ચાલ્યું. કપાસીઆ સળગ્યા. ગાડાને આગ લાગી, ચારણ પરિવારનાં લૂગડાં સળગ્યાં, કાયા ચડ ચડ ચડ બળવા લાગી. દેવતા હાડકામાં દાખલ થયો ત્યાં તો ફડ ફડ ફટાકાયા ફુટવા લાગ્યા. છતાં એ પાંચ માણસોની જીવતી ચિતા-માંથી કેવો સ્વર આવે છે? 'હર! હર! હર! હર!' પાંચે માનવી જ્યાં બેઠાં હતાં ત્યાં ને ત્યાં થંભી ગયાં, અને છેવટે અગ્નિએ હાથ પાડી નાખ્યા ત્યારેજ હાથમાંથી માળા નીચે પડી. કોળીનો છોકરો ઉંધ ઉપર જ સળગી ગયો. સતાજી જામના દરબારગઢે તે દિવસે અઢાર *દેવીબાળકોના ભક્ષ લીધા.

---

*એ કાંવીદાસ લાંગાના વંશજો હાલ પોરબંદરના ગામ છાયામાં જેઠવા રાણાના આશ્રિતો થઇને રહ્યા છે.

## ૨

**ભા**ણેજને પતાવીને જામ સતાજીએ રાણાની ધરતી ધમેડવા માંડી. અરબી સમુદ્ર ને બરડા પર્વત વચ્ચે આવેલો ભાણેજનો તમામ મુલક મામો ગળી ગયો. ને ઓખીરાની ખાડીને તેણે પોતાની રાજ્યસીમા બનાવી. મરનાર રાણાનો પુત્ર રાણો ભાણજી બરડો છોડીને પોતાની રાણી કલાંબાઇ અને ન્હાનકડા કુંવરને લઇ ભાગવા મંડયો, જંગલોમાં સંતાયો, ને આખરે એનો દેહ છુટી ગયો.

નિરાધાર રાણી કલાંબાઇને અને કુંવર ખીમાજીને ઉંચે આભ ને નીચે ધરતી વિના બીજું કોઇ શરણું દેનાર ન રહ્યું. ધરતીમાંથી પણ ડગલે ડગલે જાણે જામના પગના ધબકારા સંભળાતા હતા. ત્યાં તો મેરોમાં હાક બોલી કે "હાં ! માટી થાઓ ! આપણી રાજમાતા રઝળી પડી; આપણા બાળરાજાની હમણાં હત્યા થશે." ત્રણસો મેરોએ જામના સોંકારા ગામ પાસેથી રાજમાતાને અને બાળરાજાને હાથ કર્યાં. ઓડદરમાં લાવીને ઓરડા કાઢી આપ્યા. મેરોએ કહ્યું કે "મા, મન હેઠું મેલીને રહેજે. આંહી તારા દીકરાનો વાળ પણ કોઇ વાંકો નહિ કરે."

એક દિવસ ઓડદરને કાંઠે એક ભાંગેલું વહાણ ઘસડાઇ આવ્યું. વહાણમાં ઈંટો ભરી હતી. મેરોએ રાણીમાને એ ઈંટોનું એક પાણીઆરું કરાવી દીધું. એક દિવસ કલાંબાઇએ જોયું તો એક ઈંટનો ખુણો ટોચાયેલો દેખાણો. અને એમાંથી પીળું પીળું સોના જેવું કંઇક ચકચક કરતું હતું, રાણીએ તપાસ્યું તો ઉપરના પડની નીચે આખેઆખી હેમની ઈંટ હતી. બધી ઈંટોમાં એ જ ભેદ જડયો. ધણીની ધરતી હાથ કરવા માટે સ્વપનામાં યે ઝંખતી રાણીને હૈયે હવે હિંમત આવી.

એક દિવસ રાણીએ પૂછ્યું કે "આ રબારીઓ ભેંસોને રાતમાં કયાં લઇ જાય છે ?"

મેરોએ જવાબ દીધો કે, "માડી, પહર ચારવા."

"પહર એટલે ?"

"એટલે અધરાતથી સવારોસવાર લગી ભેંસોને લીલાં ઘાસ ચારીને ધરવ કરાવે. સવારે ભેંસો દોણાં ભરીભરીને દૂધ કાઢે."

"ત્યારે હું મેરોને અને રબારીઓને પહર ચારૂં તો ?"

"તો તને તારૂં રાજ ઘેર કરી દિયે!"

હેમની ઇંટો વેચી વેચી કલાંબાઇએ મેરોને અને રબારીઓને મીઠાઇ ખવરાવવા માંડી. ખવરાવવા પીવરાવવામાં કાંઇ ખામી ન રાખી. છ મહિના થયા ત્યાં તો મેરોએ અને રબારીઓએ હાથીનાં કુંભસ્થળ જેવા કાંધ કાઢ્યાં. લોઢાની ભાગોળ જેવા બધાના હાથ બન્યા. શરીરનું જોર ફાટ ફાટ થવા લાગ્યું. ત્યારે પછી મેર-રબારીઓએ કહ્યું કે "માડી, હવે હુકમ કર, હવે નથી રહેવાતું."

રાણીનો હુકમ થયો. મેરોની ફોજ ચડી. જામ સતાજીનો ભાઇ ખેંગારજી બાર ગામ લઇને નગરથી ઉતરેલો તેના મુખ્ય ગામ રાવળ ઉપર તૂટી પડયા. કેમકે રામદેવજીને મરાવી નાખનાર ખેંગારજી જ હતો. મેરોએ ગઢ ભેળી લીધો. પણ ખેંગારજી કોઠા ઉપરથી નીચે ઉતરતો નહોતો.

ત્યારે ચારણે કહ્યું કે "આજ ખેંગારજી કોઠામાં ન હોય, કોઠો ખેંગારજીમાં હોય."

ખેંગારજી ઉતર્યો, ને મરાયો. એનું માથું કાપીને મેરો કલાંબાઇ પાસે લાવ્યા. રાવળ ગામ લૂંટીને ખેંગારજીનાં નગારાં લઇ ગયાં. આજ પણ રાણાને ઘેર "ખેંગાર-નગારાં" પડયાં છે.

ત્યાર પછી મેરોએ બરડામાંથી જામની ફોજ તગડવા માંડી. બોખીરામાં જામનો હાણી રહેતો હતો તેને ઉઠાડયો. જામની સેના સામે લડતાં લડતાં ૨૪૫૦ મેર મુવા. એમાં કેસવાળીઆ, મોઢ-વાડીઆ, રાજસખા અને ઓડદરા, એમ ચારે વંશના મેરો સામેલ હતા. કેસવાળા મેરને માટે કહેવાય છે કે

કે'દી' કેસવાળા તણો, નર નરૂઓ ન થાય,
પડકાર્યો પડમાંય કુંજર ઢાળે કેસવો.

કેસવાળા કેસવ તણો પોરસ અંગ પોતે
દજડે ભલ દાખ્યે કુંજર ઢાળે કેસવો.

આખો મુલક હાથ કરીને મેરોએ કલાંબાઇને કહ્યું કે "લે મા, તારૂં રાજ સભાળી લે."

રાણીએ કહ્યુ કે "મારા વીરાઓ! જાઓ, આજ એક રાતમાં તમે જેટલાં ગામને તોરણ બાંધો તેટલાં ગામ તમારાં."

રબારી તો એવા રાજી રાજી થઇ ગયા કે રાત બધી સૂઇ રહ્યા! અને મેરોએ *ચાલીસ ગામનાં તોરણ બાંધ્યાં. રબારીઓ ભળકડે ઉઠયા, અને માત્ર કાળીખડું અને રાંધાવું, એ બે ગામને જ તેઓ પહોંચી શકયા.

આ વાર્તાના સંબંધમાં લોકો ગાય છે કે—

ખીમાજી સું ન ખાટીએ નાગર!
જેઠવો જોરાબોળ,

બરડે બેઠા [1]બીલનાથ બંકા
દીએ નગારે ઠોર.

દીએ નગારે ઠોર હણેણે, ને સોળસેં બાંધી તેજણ હણેણે;
સાત સાયર ને સૂસવે સાગર, ખીમાજી સું ન ખાટીએ સાગર!

---

*અત્યારે મેરોનાં સુંવાંગ ગામ સોળ જ રહ્યાં છે. એમ કહેવાય છે કે રાણા વિક્રમાજીતના વખતમાં પ્રેમજી કામદારે કુંવરના જન્મ-ઉત્સવ ઉપર મેરોને પોરબંદર બોલાવ્યા. પણ સાથે ચારણોને ન આવવા દીધા. પછી મેરોને ખૂબ ખવરાવી પીવરાવી ફોસલાવીને કુંવરપછેડામાં ઘણાં ગામ લખાવી લીધાં. ત્યાર પછી ક્રમે ક્રમે મેરોએ સોળ સિવાયનાં તમામ ગામો ગુમાવ્યાં.

૧ બીલનાથ મહાદેવ.

૨

વર [1]વડાળું ને [2]રાવળું કન્યા,
વિગતે વીવા થાય,
પ્રથમ કંકોતરી કુતીઆણે મોકલી
જુનેગઢ ખબરૂં જાય.

જુનેગઢ ખબરૂં જાય તે જાશે, અમરજી દિવાન ભેળા થાશે,
તમે આવ્યે આંહી ભાગશે ભન્યા, વર વડાળું ને રાવળું કન્યા.

૩

રૂડી રધ રાવળે મંડાણી
ચૂનેરી ગઢ ચણાય,
જામ વીભોજી ગોખમાં બેઠા
જેઠવી ફોજું જાય.

જેઠવી ફોજું જાય તે જાણી, બોખીરે બેઠા જામના દાણી;
પાણો કાંકરો લીધો તાણી, રૂડી રધ રાવળે મંડાણી.



૧ જેઠવાનું ગામ. ૨ જામનું ગામ.

# પરણેતર

સોરઠને આથમણે કાંઠે રાણાવાવ નામે એક ગામ આવેલું છે. 'રાણાવાવ' નામની એક વાવ ઉપરથી જ ગામનું નામ પણ રાણાવાવ પડ્યું હતું. એક વખત ત્યાં હળવાં ફુલ જેવાં, ખેડુતોનાં ખોરડાં હતાં. માના થાનેલા ઉપર ચડીને જેમ નાનાં બાળકો ધાવતાં હોય, તેમ કણબીનાં કુટુંબો ધરતી માતાને ખોળે બેસીને ધાન ઉગાડતાં ને પેટ ભરતાં. તે દિવસોની આ વાત છે. ગામમાં ખેતો પટેલ કરીને એક કણબી રહે. એને ઘેરે એક દીકરી. નામ તો હતું અજવાળી, પણ એને 'અંજુ' કહેતાં. અંજુ મ્હોં મલકાવે તે ઘડીએ ચોમેર અજવાળાંનાં કિરણો છવાય. ભળકડે ઉઠીને અંજુ રોજ દસબાર રોટલા ટીપી નાખે, બબ્બે ભેંસોની છાશ ધમકાવી કાઢે, ચાર ચાર બળદોનું વાસીદું ચપટીવારમાં પતાવીને ફુલ જેવું આંગણું કરે, અને કાંડા કાંડા જેવાં એ ભેંસોનાં આંચળને જ્યારે મુઠી વાળીને અંજુ ખેંચતી હોય ત્યારે શું એ દૂધની શેડો વછુટતી! ઘણાય મહેમાન આવતા, ને ખેતાની પાસે અંજુનું માગું નાખતા. ખેતો કહેતો કે 'હજી દીકરી નાની છે.'

ખેતા પટેલને આંગણે એક દિવસ એક જુવાન કણબી સાથી રહેવા આવ્યો. અંગ ઉપર લૂગડાં નહોતાં, મોઢા ઉપર નૂર નહોતું, પણ માયા ઉપજે એવું કાંઈક એની આંખમાં હતું. ખેતા પટેલે એ જુવાનને સાથી રાખ્યો. ત્રણ ટંક પેટીયું, બે જોડ લૂગડાં, એક જોડ કાંટારખાં. અને મોલ પાકે ત્યારે એક દિવસની અંદર

એકલે હાથે લણી લ્યે તેટલાં ડુંડાં : આરો મુસારો નક્કી થયો. જુવાન કણબી કામે લાગ્યો.

સાથીને ભાત આપવા અંજુ પોતે જાતી. બપોરે વાડીએ ભાત લઇ જવાની હોંશમાં ને હોંશમાં અંજુ હવે તો બે પહોર ચડે ત્યાં જ બધું કામ આટોપી લેતી. બે જાડા રોટલા, ઉપર માખણનો એક પીંડો, લીંબુના પાણીમાં ખાસ પલાળી રાખેલી ગરમરના બે કટકા, અને દોણી ભરીને ધાટી રેડીઆ જેવી છાશ: એટલું લઇને બપોરે અંજુ જ્યારે વાડીએ જાતી, ત્યારે એનું મ્હોં જેવું રૂડું લાગતું તેવું કયારેય ન લાગે. સાથીની પડખે બેસીને અંજુ તાણુ કરી કરી ખવરાવતી. " ન ખા તો તારી મા મરે. "

"મારે મા નથી."

"તારો બાપ મરે."

"બાપે ય નથી."

"તારી બાયડી મરે."

"બાયડી તો મા જણતી હશે."

"જે તારા મનમાં હોય તે મરે."

છેલ્લા સમ સાંભળીને છોકરા ફરીવાર અરધો ભૂખ્યો થઇ જતો. એને શરીરે રોજ શેર શેર લોહી ચડવા માંડયું.

એક દિવસ છોકરાએ પૂછ્યું " તું મારા ઉપર આટલી બધી દયા કેમ રાખ છ ? "

" તું અનાથ છે, તારે માબાપ નથી, માટે. "

* * *

એક દિવસ કોસ ચાલતો હતો ત્યારે કીચુડ કીચુડ અવાજ સાંભળીને અંજુએ પૂછ્યું કે "ભેપા, આ પૈડુ ને ગરેડી શી વાતો કરતાં હશે ? "

મેપો બોલ્યો "પૈડાને એનો આગલો ભવ સાંભરે છે. ગરેડીને એ કહે છે કે "ગરેડીબાઇ! ઓલ્યે ભવ તું હતી પટેલની છોકરી ને હું હતો સાથી......"

"મેર રોયા! હવે ફાટયો કે? માકડને મોઢું આવ્યું કે? કહેવા દેજે મારા *આતાને!"

એવી એવી ગમ્મતો મંડાતી.

એમ કરતાં ઉનાળો વીતી ગયો, મેપાએ ખેતર ખેડીખેડીને ગાદલા જેવું સુંવાળું કરી નાખ્યું. બોરડીનું એક ઝાળું તો શું, પણ ઘાસનું એક તરણું યે ન રહેવા દીધું. સાંઠીઓ સૂડીસૂડીને એના હાથમાં ભંભોલા ઉઠયા. અંજુ આવીને એ ભંભોલા ઉપર ફુંકતી અને મેપાના પગમાંથી કાંટા કાઢતી.

ચોમાસું વરસ્યું. જાણે મેપાનું ભાગ્ય વરસ્યું. દોથામાં પણ ન સમાય એવાં તો જારબાજરાનાં ડુંડાં નીંઘલ્યાં. બપોરે જ્યારે મેપો મીટ માંડીને મોલ સામે ટાંપી રહેતો ત્યારે અંજુ પૂછતી કે "શું જોઇ રહ્યો છે?"

"જોઇ તો રહ્યો છું કે આટલામાંથી ઓણ બાયડી પરણાશે કે નહિ?"

"પણ તને મફત બાયડી મળે તો?"

"તો તો હું અનાથ કહેવાઉં ને!"

* * *

લાણીનો દિવસ નક્કી થયો. કેટલાય દિવસ થયાં મેપો રોજ રોજ લીલા લીલા ઘાસની અકકેક ગાંસડી વાઢીને ગામના એક લુવારને દઇ આવતો. લુવારની સાથે એને બાઇબંધી જામેલી. લુવારે એને એક દાતરડી બનાવી દીધી. દાતરડીને રાણાવાવનું પાણી પાયું. અને એ દાતરડી કેવી બની? હાથપગ આવ્યો હોય તો બટકાં ઉડાડી નાખે તેવી.

*કણબીઓમાં પિતાને 'આતો' કહેવાય છે.

લાણીને દિવસે સવાર થયું, ને મેપો દાતરડી લઇને ડુંડાં ઉપર મંડાયો. બે પહોર થયા ત્યાં તો ત્રીજા ભાગનું ખેતર કોરૂં ધાકોર કરી નાખ્યું. પટેલે આવીને નજર કરી ત્યાં એની આંખો ફાટી રહી. ઘેર જઇને પટેલે પટલાણીને કહ્યું કે " નખ્ખોદ વળ્યું. મેપો સાંજ પડશે ત્યાં એક ડુંડું પણ આપણા નસીબમાં નહિ રહેવા દે. આખું વરસ આપણે ખાશું શું ? "

અંજુએ એના આતાના નિસાસા સાંભળ્યા. એણે એની સેના સજવા માંડી. આભલાંનાં ભરત ભરેલો હીરવણી ચણીઓ, અને માથે કસુંબલ ચુંદડી: મીંડલા લઇને માથું ઓળ્યું. સેંથામાં હીંગળો પૂર્યો. ભાત લઇને અંજુ આજ તો વ્હેલી વ્હેલી ચાલી નીકળી. ભાતમાં ઘીએ ઝબોળેલી લાપસી હતી.

મેપો ખાવા બેઠો, પણ આજ એનું હૈયું હેઠું નથી બેસતું. અંજુએ ખૂબ વાતો કાઢી, પણ મેપો વાતોએ ન ચડયો. ગલોફાંમાં બે ચાર કોળીઆ આડા અવળા ભરીને મેપાએ હાથ વીંછળ્યા. ચુંદડીને છેડે એક એલચી બાંધી હતી તે છોડીને અંજુએ મેપાને મુખવાસ કરાવ્યો. પણ મેપાને આજ એલચીની કીંમત નહોતી. એ ઉઠયો.

"બેસને હવે ! બે ડુંડાં ઓછાં વાઢીશ તો કાંઇ બાયડી વિનાનો નહિ રહી જા. "

પણ મેપો ન માન્યો. એણે મોઢું યે ન મલકાવ્યું.

" આજ અંજુથી યે તને તારાં ડુંડાં વ્હાલાં લાગ્યાં કે ? "

મેપાનું હૈયું ન પીગળ્યું.

" એલા પણ તને મફત બાયડી પરણાવી દઇશ. ઘડીક તો બેસ ! આમ સામું તો જો ! "

મેપો ઉંધું ઘાલીને મોલ ભણી ચાલવા જાય .છે.

" ઉભો રહે, તું નહિ માને એમને ? " એટલું કહીને અંજુ દોડી. મેપાના કેડીઆમાં ભરાવેલી દાતરડી બરાબર .ગળે લટકતી

હતી.* હેતના ઉમળકામાં ને ઉમળકામાં એણે એ દાતરડીનો હાથો ઝાલ્યો, ઝાલીને ખેંચ્યો, મ્હોંમાંથી બોલી કે "નહિ ઉભો રહે એમ ?"

મેપો ઉભો રહ્યો. સદાને માટે ઉભો રહ્યો. દાતરડી જરાક ખેંચાતાં જ મેપાની ગરદનમાં એ રાણાવાવનું પાણી પીધેલ દાતરડી ઉંડી ઉંડી ઉતરી ગઈ. મેપો જરાક મલકયો હતો. તે હાસ્ય એના મોઢા ઉપર રહી ગયું.

મેપાને પરણવું હતું. મેપો પરણ્યો. એ ને એ વસ્ત્રે અંજુ મેપાના શબની સાથે ચિતામાં સતી, અગ્નિદેવતાએ બેયને ગુલાબ જેવા અંગારાનું બિછાનું કરી દીધું.

ત્યારથી દુહો ગવાતો આવે છે કે,

> દાતરડી દળદાર, ધડ વાઢી ઢગલા કરે;
> રૂડી રાણાવાવ, કુંવારી કાષ્ટ[1] ચડે.

ત્યારથી એ વાવ પૂરી દેવામાં આવી છે. આજ એ જગ્યાએ એક મોટી ઇમારત ઉભી છે. આ દુહા સિવાય એ રાણાવાવનું એકેય નામનિશાન નથી રહ્યું.[2]

---

*કાપણી કરનારાં માણસો જ્યારે વિસામો ખાય ત્યારે દાતરડી હમેશાં ગરદનના ભાગ ઉપર કેડીઆમાં ભરાવે અને હાથો બહાર લટકતો રાખે.

૧ કાષ્ટ=ચિતા.

૨ આ કથામાં પાત્રોનાં સાચાં નામ ન મળી શકવાથી કલ્પિત નામ અપાયાં છે. સં.

